૪૬ રસીક વાણી.

# ૧ ગરબાવળી

## ભાગ ૨ જો.

હાસ્ય અને કરૂણા રસમાં લાવણી
॥ પદબંધ ગરબી અને બીજા
જાણીતા રાગ સાથે.

રચનાર
રામ કાસીરામ દવે ઉમરેઠના.


મુંબઈ મધે,
ર પ્રીંટીંગ પ્રેસ માં છાપ્યું છે.

ી ૧૮૭૭; સંવત ૧૯૩૩


કીમત ૫ આના.

## મનોરંજક રસીક વાણી.

# નિર્ભય ગરબાવળી

### ભાગ ૨ જો.

સુંદીર શ્રૃંગાર, હાસ્ય અને કરૂણા રસમાં લાવણી
છંદ મહિના પદબંધ ગરબી અને બીજા
જાણીતા રાગ સાથે.

રચનાર

કવિ નરભેરામ કાસીરામ દવે ઉમરેઠના.

મુંબઈ મધે,
ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૭૭; સંવત ૧૯૩૩.

કીમત ૫ આના.

# પ્રસ્તાવના.

—o—

"સખી દિલના સદગ્રહસ્થ સાહેબો" મેં ગયા મેહે ૧૮૭૬ ના માસમાં કજોડાનાં ગીત સાથે બાળ લગ્ન નિષેધક નિર્ભય ગરબાવળી ભાગ પેહેલો છપાવી બહાર પાડયો હતો. જે કે સદરહુ પુસ્તક મુંબઇના અને અમદાવાદ તેમજ બીજા શેહેરોના સદગ્રહસ્થ સેઠીઆઓએ, ભારે ઊદારતા સાથે ખરીદ કરી મને મદદ કરી હતી, જેથી તેઓ સાહેબોનો મારા ઉપર ઉપકાર થયોછે હવે સદરહુ પુસ્તકનું નામ, "મનોરંજક રસીક વાણી નિર્ભય ગરબાવળો ભાગ ૨ જો રાખ્યુંછે. તેમાંહે જુદા જુદા રાગ રચેલાછે. તે વાંચનાર શોખીનોએ ખરી ઉલટ રાખી જયાં જોઇએ ત્યાં તેવોજ રાગ, તાળ, સૂર વગેરે ગાઇ મન મનોરંજક કરવું. આ બીજો ભાગ ટૂંકી મુદતમાં તૈયાર કર્યોછે. તથા તેમાં કોઇ જગોએ હિંદુસ્થાની જોઇએ તેવીતો નહિજ પણ સેહેજ સાધારણ પદ ઠુમરી વગેરે બનાવી મૂકયાંછે. કે જે તે મારી પોતાની ભાષા નથી પરંતુ મને તેવી ઇચ્છા થવાથી તેમ કર્યુંછે. અને તે મેં પેહેલીવારના એ ભાષાના અભ્યાસની ઉલટથી તથા વાંચનારને રસીક લાગે તેથી કર્યુંછે. ખરેખર તેમાં નહિ જોઇએ તેવા પાષાની અધીક ભૂલ હશેજ. માટે વાંચનારા સાહેબોએ માફ કરવું. અને સુધારીને વાંચવું. આ પુસ્તક સંબંધીમાં મી૦ ફરામજી નવરોજી પોસ્ટવાળાએ કેટલીક યોગ્ય મદદ આપીછે. જેથી તેનો મારાપર ઊપકાર થયોછે.

ડું. ન. કા, દવે.

# મનોરંજક રસીક વાણી

# નિર્ભય ગરબાવળી

## ભાગ ૨ જો.

---

## મંગલાચરણ.

દોહરો.

ઈશ્વર તુજને હું નમું, આરાધું આ વાર,
સુમતિ સૌને આપ તું, દીનાનાથ દયાળ. ૧.

---

## ઈશ્વરને ભજવા વિષે.

જનોપદેશ હિત શીક્ષા

રાહે—સાચું એક બ્રહ્મનામ અવર સહુ કાચું.—સાચું ટેક.

વાજું તું વગાડ આજ, સરસ હોય સાજું,
પ્રેમ ભાવે પ્રભુને ભજતાં, શું થશો તું લાજું. વાજું પ્રેમ. ટેક.
જગ કર્તાને જાણું મનમાં, ભૂમિ પર નહિ છાજું,
અસંખ્ય સુખ માણી ફરતો, જાણે તાજું ખાજું. વાજું પ્રેમ. ૧
મનુષ્યનો ભવ તરવા મળ્યો. રામ રત કાજું,
તે માટે વાહિમ કરીને, બાંધ તાણી પાજું. વાજું પ્રેમ. ૨
ફરી ફરી આબૂ પર તું, વીંણી પાશે ભાજું,
સત વિચાર થા અસવાર, ઝાલ લગામ ન દાઝું. વાજું પ્રેમ. ૩
હરી હજાર વાર ધાર, ઉરે તને ન ખાજું,
૨૮ પ્રભુ તું જન નિર્ભય, નિર્ભે વાણી નાજું. વાજું પ્રેમ. ૪.

# ઈશ્વર સ્તુતી.

પદ રાહ ઠુમરી—આજ જીયાગ મેરેમન બસ ગયરે, એ રાહેની.

કથા પ્રભુની સાંભળશોરે,
નીર નિરંજન જગકર્તાની, કથા પ્રભુ નિર. ટેક.

નીર નિરંજન અંતર જામી, દેવ પ્રભુ બહુ ઉત્તમ નામી.
પ્રેમે પ્રભુ વંદ આજ કથા સુણતાં નવ ડરશો રે.
કથા, નીર ૧

પૃથ્વી પાણી પર્વત ઝાડી. સાગ મહાસાગર નદી ખાડી.
તારા જો * અવકાશ, તમે તે અગણિત ગણશોરે
કથા નીર. ૨.

ગ્રહ મંડળ ગતિ ધર નજરે તું, વિચિત્ર થાશે જોઈ આજર તું
રે જન? કરતું વિચાર, પછી નહિ પાછળ પડશોરે.
કથા, નીર ૩.

ભૂ મંડળ મનમાં તું ધારી, ખમંડળ નજરે જો ધારી,
કોણ રૂથા જગ માંહિ, પ્રભુ કાય જલદી જાણશોરે.
કથા, નીર. ૪

ભૂચર ખગચર દળ વાદળ † હય, ‡ મદગળ વાહન દેખ અતિ ભય
જન જંતુ જગ માંહ્ય, કંઈ તિનકીને હર્ષોરે.
કથા નીર. ૫

વિચિત્ર ધાતુ ભૂમિ ખનિજ, ભૂસ્તર વિદ્યા તેજ ભણીજ.
ઈશ્વર ખુદરત તાગ, નહિ આવે તે ખણશોરે.
કથા નીર. ૬.

પાણી મહિં જો સુંદર મીઠું. તેમજ જળમાં માછલી દીઠું.
આસ પાસ આકાશ, અને ભૂપર મન પર્શોરે.
કથા નીર. ૭.

ઉત્તમ પ્રભુએ જનનો જન્મ આપ્યો, પ્રેમ પદારથ પુરણ થાપ્યો,
નરભેરામના પ્રભુની મૂરત, હૃદયે ધરશો રે.
કથા નીર ૮.

---

* આકાશ (ખુલી જગા) † ઘોડો ‡ હાથી.

# ભણતર ભણવા વિષે સ્ત્રીને બોધ.

ગરબી. પહેલી

સુરતી રાહ—થીર કરીને કોઈ આ કામ, રે નથી રહેવાનું.

(કવિ દલપતરામ ડાહ્યાભાઈ)

ચાલો જઈએરે બેની આજ ભણતર ભણવાને,
ભણતર ભણીએ સુમતિ લેવા. લેવા કંઈ ગુન સારીરે.
ભણતર ભણવાને, ચાલો. ટેક.

ઉઠો બેનો સૌ બામદાદે, એક એક એમ આવીરે,
સહિઆર સૌ ભેગાં થઈ જઈઓ, થાઓ ભણી ગણી ભારીરે.
ભણતર, ચાલો. ૧.

પ્રથમ માત પિતાને નમીએ, નમીએ શિર નમાવીરે,
પછી સીધેરાં જઈ નિશાળે, સલામ કરો ગુરુ વાળીરે.
ભણતર, ચાલો. ૨.

ભણતાં ગણતાં નહિ કદી લડીએ, વઢીએ નવ કોઈ સાથરે,
સુજન માણસની ગતિ એવી, તે લઈએ કર ઝાલીરે.
ભણતર, ચાલો ૩.

હોય આપણી જે જગા શું, તે છોડી નવ જઈએરે.
એક બીજાં હળી મળીને રહીએ, રહીએ ગુણ *નિધ ધારીરે.
ભણતર, ચાલો. ૪.

હોય વખત જે જે ભણવાનો, તે છોડી નવ જઈએરે,
આપ્યો પાઠ કદી વીસરીએ, લાગે ગુરુને નકારીરે.
ભણતર, ચાલો ૫.

સઘળો સાર શું કહું ટૂંકામાં? ચાલો ચાલ કંઈ રૂડીરે,
રહે નામ આ દુનિઆ માંહિ, રાજી રહે કર્તારીરે-
ભણતર. ચાલો. ૬

શીખામણ હું કહું આટલી. સૌ બેનો મન માનોરે,
સીધે રસ્તે સીધે આવીએ, તથા ભણીધર વારીરે.
ભણતર. ચાલો. ૭.

દાસ નરભેરામ એ રીતે, ભણતર ભણવા એ રીતિરે,
નમન નમું આતવ કર જોડી, પ્રીતે એ ‡ અવિનાશીરે.
ભણતર, ચાલો. ૮

---

* ભંડાર. ‡ પ્રભુને.

## ગરબી ૬ ઠી.

એક સહિ બીજી સહિને કહેછે.

રાહ ઉપરની.

સહિઅર આ જોને, આ જોને ખાસ સુબાબ. સહિ.—ટેક.

ઉપર શીખામણ, કહી અને વળી, કહું બીજી પણ તેવીરે,
પેહેલી બીજી, અને ત્રીજી કંઇ, એમ ભણો નિત્ય હેલીરે.
સહિ આ. ૧.

હોય તમારા જેવી કોઈ બેન, લાવો નિશાળે ભણવારે,
કક્કો મંડાવો અને લખાવો, એમ કરો મન મેલીરે.
સહિ આ. ૨.

બારાક્ષરી એમ આવે અનુક્રમ, પદ કરો ચિત્ત વિચારીરે,
જોડાક્ષરમાં સુગમ પડશે, પડશે નહિ કોઇ પેલીરે.
સહિ આ. ૩.

એમ કરતાં કોઇ આપણુ કાળે, સુધરીશું જગ જયારેરે,
નહિ ગુરૂ વિન ભણે ગણે કોઇ. ભાગે ખરે મન મેલીરે.
સહિ આ. ૪.

નાન પણામાં થાય વિદ્યા અભ્યાસ, પછી નવ થાય જરાએ રે,
માટે કહુંછું ખર શીખ મારી. જઈ શાળા ભણુ બેસીરે.
સહિ આ. ૫.

થયો સુધારો અને થશે કંઈ, તે જોતાં કંઇ સેહેલુંરે,
કઠણુ નથી ભણવામાં એતો. ખરે રસ સરસ ભણેલીરે.
સહિ આ ૬.

ભણ્યા ગણ્યામાં મોટાં સાધન કોઇ કોઇ દુનિઆ માંહિરે,
રસ શંગાર [illegible] રસ જેમાં [illegible] તેને [illegible]રે.
સહિ આ. ૭.

મધુકર પંકજ પુષ્પ મહિંથી, રસ મધુ લેઇ કંઇ ચુસેરે,
તેમ તમે શીખી લો વિદ્યા, [illegible]રે.
સહિ આ. ૮.

પ્રભુ મૂક [illegible] ઉપર માયા, માયા ભણવા પરશુંરે,
નહિતો જાશે ધીક જન્મારો, ધીક અને કોણ બેસારે.
સહિ આ. ૯.

## ગરબી ૩૭.

રાહ—બેનો તમે ભાવ સહિત ભણજો. (ક૦ ૬૦ ગા૦)ની રાહે.

બેનો ગીત પ્રેમ તણાં ગાઇએ,
સખીરે સૌ ભેગાં થઇએ. બેનો ગીત. સખી ટેક.
હશી ખુશી વાતે સૌ રમીએ,
જૂઠીની સંગત તો તજીએ—બેનો ગીત, સખી. ૧.
જ્ઞાની હોય તે શું જઇ રહીએ,
જ્ઞાનીની રીત ભણી લઈએ—બેનો ગીત, સખી. ૨.
ઝેરી જન જંતુ થકી ડરીએ,
વચનતો શિષ્ય તણું ખમીએ—બેનો ગીત, સખી ૩.
સીધુ સૂઝી આડે નવ જઇએ,
નહિ અપ શબ્દ મુખે વદીએ—બેનો ગીત, સખી. ૪
જાણ્યું હોય ઔષધ તે પીજીએ,
અજાણે મારગ નવ જઇએ—બેનો ગીત, સખી. ૫.
મૂકી કામ બીજે ના ભમીએ,
થશે કામ તેનું ફળ મનીએ—બેનો ગીત. સખી ૬.
નકામો ન પૈસો વાપરીએ,
ગુરૂની શીખ શીખી લઈએ—બેનો ગીત, સખી ૭
ભોળી કોઇ સાથે નવ લડીએ,
તથા કો લઢેલીથી દૂર ખસીએ—બેનો ગીત. સખી. ૮.
વાંચી પાઠ ભરતર કંઇ ભરીએ,
નકામી વાતે નવ ચઢીએ—બેનો ગીત, સખી ૯.
કૂવે પાણી નદીએ ના જઇએ,
સામા સામી હસી તાળી ના દઇએ—બેનો ગીત, સખી ૧૦
કદાપિ સહિયો સાથ જઇએ,
જઇ ઘર તુરત ભણી ફરીએ—બેનો ગીત, સખી. ૧૧.
સખી પ્રેમ નેણાંથી જો ઢળીએ,
નહિ જગ આબરૂ રહે જરીએ—બેનો ગીત, સખી. ૧૨.

થઇ જવા યોગ્ય જો આશરીએ
થઇ વય રહીએ ન પેયરીએ—બેનો, ગીત સખી. ૧૩
કદી ઉઠતાં બેસતાં ગાઇએ,
તથા સાસુ સસરા થકી ડરીએ-બેનો, ગીત સખી. ૧૪
આપો પિત્ર નાથનો દેવડીએ.
આવી જળ ભોજનનું પૂછીએ-બેનો, ગીત સખી. ૧૫.
ચડયાં પેલો પેલી જો આગળીએ,
આવી બાત કહી રહી પર હરીએ-બેનો, ગીત સખી. ૧૬
નિર્ભયની શીક્ષા શીખી લઇએ.
પ્રીતે નિત્ય ભાવે હરી ભજીએ-બેનો. ગીત સખી. ૧૭

---

## ગરબી ૪થી

રાહ—મોલીને બાળા મારા સ્વામી મોલીને બાળા. એ રાહે

ચાલો સહિઓ પન ઘર ઘર જઈશું,
મારા સમ પ્રુમનાં જળ જઇશુ—ચાલો મારા. ટેક

જળ પાત્ર સુંદીર કર લઇશું,
બેનોરે ભાવ તણે નાહીશું—ચાલો, મારા. ૧.
પહેરણાં વસ્ત્ર મોહન લોઇશું,
ભાવે રે એક બાજનં રહીશું—ચાલો, મારા. ૨.
વિંદ્રાવિન કુંજ ગલી જોઇશું,
ત્યાં તોરે મન મેલી મળીશું—ચાલો, મારા. ૩.
નવિન ચાવો નજરે જો દેખીશું,
પાસેછે નોર ખૂંકે બખીશું—ચાલો, મારા ૪.
તરેહ તરેહ પુષ્પોમાં મન ધરીશું,
ગુલાબા જાઇ ચંબેલીશું—ચાલો, મારા. ૫.
નાહી ધોઇ પિતામ્બર પેહેરીશું,
પછી રે નામ હરી દેઈશું—ચાલો, મારા. ૬.
સહિ સૌ સાથે ઘેર જઈશું,
સુદર નરના પ્રભુ(નું) નામ દેઇશું - ચાલો, મારા. ૭

## ગરબી ૫ મી.

રાહ—ઉઠી પ્રભાતે પ્રભુને ભજો એ બેન મારી.
જેથી સઘળો જાય પરિતાપ કહું છું દિલદારી—ટેક.

નામ પ્રભુ ગુણ ગંભીરછે એ બેન મારી,
શું વર્ણવ વર્ણું આજ? કહું છું દિલદારી. ૧
હરીનામ હૃદયે ધરો એ બેન મારી,
ઉચ્ચારો મુખે હર દિન. કહું છું દિલદારી. ૨,
ભજન ભજનમાં ફેર ઘણો એ બેન મારી,
ઉત્તમ જગ કર્તા નામ. કહું છું દિલદારી. ૩
મનુષ્ય અવતાર ઉત્તમ ધર્યા એ બેન મારી.
ઉત્તમ સોધી લો ભજન. કહું છું દિલદારી. ૪
એક ચિતથી પ્રભુને ભજો એ બેન મારી;
મનમાં ધરશો નવ ભિન્ન. કહું છું દિલદારી. ૫
મારૂં તારૂં નહિ કઈ કરશો એ બેન મારી,
સૌને જવું છે એક વાર. કહું છું દિલદારી. ૬
અસત્ય છોડી સત્યને વળગો એ બેન મારી;
તે તરશે આ ભવ પાર. કહું છું દિલદારી.
ચંદ્ર ચકોર રહે અર્સ પર્સ એ બેન મારી,
તેમ રહે જગ આ સંસાર. કહું છું દિલદાર. ૮
છૈયાં છોકર નહિ કહેનાં એ બેન મારી,
નહિ કહેનાં ઘરને બાર. કહું છું દિલદાર. ૯
એક દિન દુનિઆં છોડવીછે એ બેન મારી.
છોડીછે મહા મુનિ જન. કહું છું દિલદાર. ૧૦
નાથ થકી દૂર થાવું છે એ બેન મારી,
નવ સાથે આવશે કોઇ. કહું છું દિલદારી. ૧૧
અહિરે વાંધો ક્યારે પડે એ બેન મારી,
ઊપર કયું તે કર છોડી. કહું છું દિલદારી. ૧૨
પ્રભુ જાપ હર દિન જપો એ બેન મારી,
જો સમજી આસંસાર. કહું છું દિલદારી. ૧૩
ઉત્તમ સંસ્કૃત ચાર વેદ એ બેન મારી,
સૌ જાણે જેછે ભણેલ. કહું છું દિલદારી ૧૪.

તે ભણી ગણી સુ ગ્રંથ રચીઆ ઓ બેન મારી,
જોઇ પિંગળ વેદ પુરાણ, કહું છું દિલદારી. ૧૫
ગીર વાણી રજની હતી ઓ બેન મારી,
તે થઇ હવે જાગૃત, કહું છું દિલદારી. ૧૬
પ્રભુ નિર્ભયનો જગ કર્તા ઓ બેન મારી,
અવિનાશી ધરણીધર, કહું છું દિલદારી. ૧૭

---

## ઇશ્વર સ્તુતી

ધ્રૂપદ—તાળ ૪.

પ્રભુ ગુણ ગાઓ તમે નર નારી—ટેક. ૪

પ્રભુ ગુણ મહા મુલ્ય, અધીક સિંધુની ધાન
સર્વો પરી સત્ય વાદી, પ્રભુ ગુણ પ્ર પ્ર પ્ર પ્ર. ટેક
સકલ વિશ્વમાં પુંજ પદારથ, અગણિત વાર હજાર સુધા મૃત
આદ્ય નિરંજન નિરાકારી, પ્રભુ ગુણ. પ્ર. ૪ ટેક.
જળચર, ખગચરને વળી ભૂચર, દળ વાદળ એ કલ્પ ધરાધર
અવનિ ઉપર અવતારી, પ્રભુ ગુણ. પ્ર પ્ર પ્ર પ્ર.
સ્મરથ શ્રી હરી રાખ રૂદયે ધરી, ચરણ કમળ પડી,
પ્રભુ વંદ નમી ન મી
નિર્ભય પરો બ્રહ્મ મોરારી. પ્રભુ ગુણ. પ્ર ૪

---

## વીધવા દુઃખ દર્શક.

હોરી.

રાહ—પીઉજી પરી પહોંચી તમારી. એ રાહે. (હરગોવિંદ દ્વારકા

પીઉજી તમથી દુખીઆરી—ટેક

મુજને મેલીને આપ ગયા છો, હું દુખડા વિંદ આંહિં. અરેરે હું
તમ અરથે હું તો દુખી થઇ છું, સુખની રાખો એક બારી.
મને પછી નહિ દુઃખ ભારી. પીઉજી—૧
અમ અબળા જન દુઃખના ભારા વિરહે સહી, જાત મારી, ખરે ખર.
અગ્નિ ઝાળ નિત્ય મુજને દમે છે, વાગે છે મોટી કટારી,
વળી કામ વાપેલું જારી, પીઉજી. ૨

નિત્ય રૂદન કરી તમને જંખુછું, ધરી તમને ન વીસારી. અરેરે
નાથ ? નમેરા કેમ થયારે, હું દુખી દાસ બિચારી,
કર્યો વાંક શો શોક કારી. પીઉજી—૩
ઘર ધંધો મને કશોએ ગમે નહિ, નિશ દિન તમને સંભારી ખરેખર.
જળ વિના માછલી જુદી પડે જેમ, થઇછું તેવી દુખીઆરી,
ઘાયલ જાત કીધીછે મારી. પીઉજી—૪
વિહ રૈણ દિન ઘડીએ દમેછે, હું વીધ જોઉં વાટ ધારી, મરી જાઉં,
આવો આપને મ્હોલ વળીજો, હું કરૂં કંથ પધારી,
મ્હોઢું જોડ સાથ તમારી. પીઉજી—૫
નાથ તમે સદ ગુણી વળી બહુ, લો તમે ઉરમાં ધારી. ખરેખર.
વીતી જશે જો વસંતના દિવસો, (તો) થાશે પછે થી અકારી,
પ્રથમથીજ લોને વિચારી. પીઉજી—૬

## હોરી ૨ જી

રે પ્રાણ પ્રિઅ જીવણજી—ટેક

સંત વસંત ગયો તેમ થાકી, જોઉ જોઉ વાટ પ્રિતમજી—ખરેખર
હઇઆ ફૂટી જનમી માત પેરે, જોડું પથ્થર અવતારતજી,
તોતો લોક વઅ ઘોહતજી. રે પ્રાણ—૧
વળી એથી અધીક હું શું ? કહું તમને, રે પ્રાણ પ્રિઅ જીવણજી-
મરી જાઉં,
આ જીવવા કરતાં મરવું ભલું, રે લોકમાંથી ટળતજી,
શું ? દુઃખ હું એ સહતજી. રે પ્રાણ—૨
એવો દહાડો કેમે કયારે આવે, તન મન ધન હું ધરતજી. ખરેખર.
સંસારનું સુખ સ્વપ્ને ન દીઠું, નહિ પછી કામ વાપતજી,
એ કામ સૌથી સરસજી. રે પ્રાણ—૩
પ્રિઅ પ્રીતમ પતિ શું ? કહું તમને, સુધના જશે આવી રતજી, ખરેખર
કામ દેવ ખસતો નથી અંગે, ઉગણ વાએ વાગ રમજી,
થયાં દુઃખડાં એકરમજી. રે પ્રાણ—૪
આંખથી આંસુ વહી નિત્ય જાએ, જાએ વહીરે રૂધીરીજી—ખરેખર.
હાડ પિંજર દુખના મુજ આવ્યાં, એ મોટું વિહ કારણજી.
નથી મેલતા કેમ હઠજી, રે પ્રાણ—૫
છેલ્લાં સલામ કરી હવે કહુંછું, સંત વસંત ગએલજી, મરી જાઉં,
ઉગણ કરી, કાળના ચાર કાઢયા, (તો) વર્ષા રૂતુની શી ? ગતજી,
થશે નિર્ભય એ કઠણજી. રે પ્રાણ—૬

# હોરી ૩ જી

## ચતુ માસ

ચતુરછોજી ચોમાસુ આવ્યું—ટેક

ચાર માસ વર્ષા રૂતુ ભારે, ભારે કઠણ કહેવડાવ્યું, અરે જીવ,
ધીક કર્મા દિક આ જીવતાને, આળસ અંગે ભરાયું,
થઇ વિહ જાતે લિંડાવ્યું. ચતુરછોજી—૧
જેઠ વહે જમુમનાં જળ નીરે, વિહે વધી વર સાવ્યું. ખરેખર.
જતન કરો જુગના જગજીવન, ચાર દિશે ચરચાવ્યું,
લખી પત્ર છાપે છપાવ્યું. ચતુરછોજી—૨
માસ અશાડરે આવ્યો કંથજી. વા વાદળ ઘણું આવ્યું, ખરેખર
ગડડડ થાએ અશાડી વિજળી. અંકુર તે પુર્ણ જણાવ્યું.
અશાડ હું ? કેવો ? સુણાવ્યું. ચતુર—૩
શ્રાવણ તો સરો વડી એ વરશો વરશી સશિર વરસાવ્યું, અરેરે.
મેઘ કરે જેમ ઇંદ્ર ગર્જના ? કાળજ હું તપી આવ્યું.
રોમ રોમ વિહ પ્રસાવ્યું, ચતુરછોજી—૪
ભાદરવો ભર જોબન જાએ, શ્રાધ તમારૂં સુણાવ્યું.—ખરેખર
કંથ ? ખૂણે જઇને રડું આજે, સાંજે વિલાપે વળાવ્યું,
ક્યાં મેં ? જનમી કથળાવ્યું. ચતુરછોજી—૫
આસો એ જીરે ચંદ્ર પુનેમનો, પુર્ણ તેજ દરસાવ્યું, ખરેખર
મહિમા ખીલી ચંદની, ખાય પૌંઆ, દૂધ સરકાથી વાળુ
હોય નાથ રંગ મચાવું. ચતુરછોજી—૬

# હોરી ૪ થી

રાહા—સુણો કંથ પ્રાણ હમારા—ટેક

આવ્યો શિઆળો રૂતુ ઉપજાવે, જેથી વિજોગ તમારા-ખરેખર.
સુણો દેશિ ઓર સુણો પિતામાત, મુખથી જપુ રક્ષ પાળા,
દયા જન્મનાએ ઉધારા. સુણો કંથ—૧
કારતક કઠણ હવે કહાડવો જે. તાઢ કરે ચમકારા—અરે અરે.
ફૂલી કાયા માગી ફૂલી હૃદયની, નિત્ય મને જપનારા,
અવય અંગ સ્તન રમનારા. સુણો કંથ—૨
માગશરીએ મન મારૂં રહે નહિ, અક્ષિ કરે ચળકારા—ખરેખર.
સરખી સાહેલીને દેખી મરૂં રે, નયણે વહે નીર ધારા,
ગર્ભના વાળો ઉધારા, સુણો કંથ—૩

પોસે પીડા કરે અતિશે શરીરે, એકાન્તે બેઠી હું દારા, મરી જાઉં
હાડ પીંજર રક્ત જેથી ગળ્યું જે, ઓ દુખી ઓ દુખી દારા,
કરી કંથ પાડું પોકારા. સુણો કંથ—૪
માહે મનોહર મોરથી મોર્યા, અ*મ્ર ફૂલિત હજારા, ખરેખર
નજર કરૂં કંઇ આવે કંથજો, સંભારૂં કંથ પધારા,
મ્હોડું જોડ સાથ તમારા. સુણો કંથ—૫
આ રૂતુ વીતી હવે કેમ થાશે, બુડતી હોડી ઝીલનારા—ખરેખર
સ્વપ્નામાં હરઘડી તમને સંભારૂં, તો દુઃખના શા ? આ દહાડા.
થશે નિરભય દુખી દારા. સુણો કંથ—૬

## હોરી ૫ મી

કહે કંથ નારી તમારી—ટેક

પીંત્યો શિઆળો થયો વા ગરમ જેમ, તેમ સાંભરે સ્વામી ?
નારી. ખરેખર.

સુખ ગયું દુઃખ મેલી ગયા નાથ, હાય કરી કુટું મારી,
નં છાતી કોઇ પર ભારી. કહે કંથ નારી—૧
ગયા તે હવે શું ? નહિ આવવાના, દેખાય કહું હું સંભારી, મરી જાઉં,
માસ રહ્યા ચાર ઉભ્ભણુ ક*ટીના, તે કહાડવા દુઃખદારી
ભજ્જુ માળ લેઇને તમારી, કહે કંથ નારી—૨
ફાગણ ફાગ ગવાએ હોરી પર, હું હોરી એવું ઘોઆરી, બળી જાઉં.
ઝાંઝર ડફ વિ*ણાને સતારા, સારંગી કંઇક સાળી
ભૂલું હોળી કેન દીવાળી. કહે કંથ નારી—૩
ચઇતરે ચિંતા કરાવે મને મન, કયાં ગયા કંથ મોરારી, ખરેખર
શૂદ્ર અને બૂદ્ર બેઉ ગયાં નાથ, જાએ જો ? દેહ છૂટકારી,
ધર્યું મનમાં (મેં) આજ ધારી. કહે કંથ નારી—૪
વૈશાખે વા વાએ ઘણો તન, શું ? કાયા આ બળનારી
વર્ષ ૫૨ મુજને થયું છે પણ, અબળા જાત નઠારી,
બળું રહે કરી તર્ત વારી. કહે કંથ નારી—૫
જેઠ ગયો કંથ તો ન મળ્યા હવે, શીગતિ થાશેજ મારી, ખરેખર
કહે નરભેરામ શાસ્ત્રની રચના, ન આવ્યું રૂતુ વીધનારી
થતા મ્હેલ તે પર્ણ નારી. કહે કંથ નારી—૬

*ધાયાં (અફવા) ફારશી. * આંબો. *ગલગોટા. *વાંસળી.

# કંથ વિરહ વિયોગ

## ઠુમરી.

રાહા—બંસી બાલે સો મેરેમન બસ ગઇરે (દયારામની) ટેક

મારો પ્રાણ પીઉ સ્વર્ગ ગયોરે

કેમ મેલી ગયા, દુખડાવિંદ્રમાં-મારો પ્રાણ પીઉ, કેમ-ટેક

એવડો વાંક કર્યો શોપનિએ, વળીરે, ટેક

તન વાગે કટારી મને આ દીલમાં, મારો પ્રાણ પીઉ, કેમ-૧

નિશ દિન રૂદન કરી ઝંખું ઘણીરે, ટેક

તેડી લેને નાથ ઝટ કર દીલમાં મારો પ્રાણ પીઉ, કેમ-૨

બિરૂ ભૂરૂ કરૂં છું ઘર આાગણું રે. ટેક.

વિહે વાગી કટારી મારા કલેજામાં-મારો પ્રાણ પીઉ, કેમ-૩

નરભેરામ કહે દલગીર ઘણીરે—ટેક.

છોડી નાથ ગયો નારી(રહી)જંગલમાં-મારો પ્રાણ પીઉ, કેમ-૪

## મહિના.

રાહા—લટકાળારે ગિરિવરધારી, મને વાગીછે પ્રેમ કટારીરે-લટ—ટેક

કારતકે પીઉજી ગયાછે, વિના રૂદન કરૂં પતિ પ્રિઅને રે, કારતકે,
નારીને મૂકી વિજોગે, દેહે દાઝે દુઃખ અતિશે રે. નારીને.
નિશ દિન હું તમને ઝંખુ, કેમ કરી પતિને દેખુંરે. નિશ દિન.
દુખડા વનમાં મને મૂકી, હું કયાં લક્ષણે ચૂકી રે. દુખડાવન.
મારા હૈયાના છોહરજી, હું કએ દેશ કરૂં અરજીરે. મારા હઇયાના,
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારો રે. નરભેરામ

## માસ ૨ જો

૮ી માસ આવ્યો માગશરીઓ, પણ ઘણો એથી દુખડીઓરે. દ્વિમાસ
કારણ હું કહું છું તમને, તમ વિના દુઃખછે મુજનેરે—કારણ
તમે તાપ તાઢ ઘણી સહેશો, તે કહેના આગળ જઇ કહેશોરે, તમે
હાંરે એકાન્તે બેશી રહેશો, ત્યાં નામ કહેનાં દેશોરે, એકાન્તે
ભોજન જમતાં શું કહેશો, તે દુઃખ અતિ ઘણું સહેશોરે, ભોજન
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે. નરભેરામ

## માસ ૩ જો

પોસેતો પ્રાણ જીવણને, હું નમન કરૂંછું તમનેરે—પોસેતો.
કાયાછે કંથ વિનાની, જગ પ્રસિદ્ધમાં લજવાણીરે—કાયાછે.
લોકહાડ છેડ કરે મુજને, દયમંતી સરખું મુજને રે—લોકહાડ.
જેનો કંથ થયો સ્વર્ગવાસી, થઇ દુઃખ તણે વશ દાસીરે—જેનો કંથ
કહેવા સરખું નથી કાંઇજ, હું રહું છું મન મુઝાઇરે—કહેવા સરખું
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે.—નરભેરામ

## માસ ૪ થો

માહે મળવાને જાઉં, હું નેત્ર ઉઘાડી તપાસુંરે—માહે મળવાને
નહિ દિશ પંથ કંઇ સૂજે, વળી કયે અમલે ઘા રૂઝેરે—નહિ દિશ
કંથ? જાવું હતું તો કહેવું, નવ થાત પછાડી રોવુંરે—કંથ? જાવું
(માટે)—ઘણા કપટ ભરેલા કપટી, મુજ ગરીબને દીધી આંટીરે,
ઘણા કપટ
પીઉજી મને જોઇ તપાસી, શો વાંક? કર્યા સ્વર્ગ વાસીરે—પીઉજી મને
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

## માસ ૫ મો

ફાગુણે રમીએ હોરી કેશુડે ગુલાલ ઘેરીરે—ફાગુણે રમીએ
પ્યારા એક માસ તમે આવો, મને સાચો સંદેસો કહાવોરે—પ્યારા
આ માસ વસંતનો આવે, તમ વિના મને નવ ભાવેરે—આ માસ
જ્યારે કંથ રહ્યા હોય ઘરમાં, થાય વસંતર મવા તનમાંરે—જ્યારે કંથ
ગઇ વસંત રૂતુ નવ આવ્યા, સાચા સંદેસા ન કાવ્યારે—ગઇ વસંતરૂતુ
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

## માસ ૬ થો

ચઇતરે ચિંતા થાએ, મને ઘડી પલક જુગ જાએરે—ચઇતરે.
ચિંતાથી ચતુરા ચમકે, જેમ અશાડ વિજળી ઝબકેરે—ચિંતાથી
તે જુવો વિચારો હરજી, કેમ નથી આવતી મરજીરે—તે જુવો
ચઇતર વહાલો નવ ક*રીયો, દુઃખનો ડુંગર દુઃખડીયોરે—ચિઇતર
ચઇતર કાઢયો ચિંતાથી, ઘાઢું થયું પીઉજી ગયાથીરે—ચઇતર
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે---નરભેરામ

---

* ર્યાં.

**મા૦ ૭**

વૈશાખે વાટડી જોતી, પાલવડે આંસુ લોતીરે—વૈશાખે વાટડી,
આ માસ ગરમીનો થાશે, તે કેમ કરી સહેવાશેરે—આ માસ
દુઃખડાવનમાં હું દાઝુ, લાકડીઆંથી ઘણી લાજૂરે—દુઃખડાવનમાં
વાએથી રજ ઉછળશે, દિલજાન પતિ ઘણી નડશેરે—વાએથી,
વાવલીઆ વિયા હરજી, દુઃખના જાણ્ણ ઓ? છોજીરે.—વાવલીઆ
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

**મા૦ ૮**

જોઉં જમુનાં જળ જાઉં, આવો જળથી નવરાવું રે,—જોઉં
જમુનાંનાં જળછે કાળાં, કંઈ ગજ દીધાં તાળાંરે.—જમુનાં
જમુનાં તટ કંઇ જન આવે, સુખ દુઃખની વાત સુણાવેરે—જમુનાં
સુખ દુઃખનો ન આશ્રમ મારે, ઉતરો પતિ માગીવા રે રે—સુખ
જોઉં ચિંતા નવ મેલી, હવે કોણજ મારૂં બેલીરે—જોઉં ચિંતા
કહે નરભેરામ હરનિશ દહડો, પતિને થાય લવારોરે—નરભેરામ

**મા૦ ૯**

અશાડે કંઇ નવ લખીયું, ભર્યું ઝેર બાણ મને મોકલ્યું રે—અશાડે
પતિન ઘણી દુખડાવનમાં, શાં પાપ કર્યાં મેં તનમાં રે.—પતિન
દામની નવ વાંક ભરેલી, જગ દિશ અમારોછે બેલીરે—દામની
પેલા જનમનાં દુખડાં આવ્યાં, તમ સારૂ મને દુઃખ ભાવ્યાંરે,—પેલા
એમ કરતાંજ શ્રાવણ આવ્યો, દુઃખ રૂપીન કાપ રૂઝાયોરે—એમ
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

**મા૦ ૧૦**

શ્રાવણ તો વર્ષા સારો, કંથજીનોન વાયદો સારોરે—શ્રાવણ
અગિન નવ છૂટી તનથી, મેઘ રાજ ધરાયોછે જળથીરે.—અગિન
તન મન ધન મારૂં તમારૂં, ગુલજાર ગબરૂ અમારૂં રે—તન
કંઇ ધ્વનિ થયો આકાશે, આવ્યા પતિશું ? મુજ રહાશેરે—કંઇ
પણ નેત્ર ઉઘાડી તપાસ્યું, નવ દીઠા નાથ દિલ ગાસ્યું રે—પણ
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

**મા૦ ૧૧**

ભાદરવો ભરપૂર હેતો, (પણ), અગિન નવાયુ રહેતોરે—ભાદરવો
કોયલનો રાગ રૂપાળો, શ્રવણેથી ઉપજયો જવાળો*રે.—કોયલનો
જયારથી પતિ મુજથી અળગા, ત્યારથી કોયલ બોલ નઅળારે—જયારથી
તમ કાજે ઘણી ઝંખુછું, સ્વપ્નામાં હર ઘડી દેખુંછું રે—તમકાજે
જાગીને જોઉં તપાસી, ન મળે મુજને સ્વર્ગવાસીરે—જાગીને
કહે નરભેરામ હરનિશ દહાડો, પતિને થાય લવારોરે—નરભેરામ

---

* લખ્યું. *જવાળા (અગ્નિ)

**મા૦ ૧૨**

આસો એ માસ દીવાળી, કયાં ગયા હમારા સ્વર્ગવાસીરે—આસો એ
આવો પતિ, ચંદન હું ચોળું, વિજલણેથી વા ઢોળુંરે—આવો
ઓ રછવકારીએ ઘણી ભાતે—રમીએ નિશ દિન મદમાતેરે—ઓ રછ-
વિધ વિધ નવેદે જમાડું, કંથજી કંઇ રંગે રમાડું રે—વિધ વિધ
પતિ? પતિ ન દુખડાં ભૂલી, સ્વર્ગવાશી તણી જડ મૂળીરે—પતિ પતિ
કહે નરભેરામ હરનિશ દહાડો—પતિને થાય લવારોરે—નરભેરામ

# પેટભરા મૂરખને શીખામણ.

**પદ**

રાહ—જીવતું શાને સોચના કરે *જણને કરવું હોય તે કરે—ટેક
(દયા રામના રાહે.)

અરે જીવ કેમ ચેત્યો નહિ હરી, મૂરખતું કેમ ચેત્યો નહિ હરી,
હવે તું શું વિમાસણ કરી, મૂરખતું, અરે જીવ—ટેક
ચંદ્ર રવિ ભૂમિ જળ, આકાશે, જો ઉંચ નજરે ધરી
તરેહ તરેહના રંગ દેખાએ, બનાવ્યું કિરપા કરી—મૂરખ, અરે, હવે ૧
જેના વિન નવ ચાલેતે પણ, આ જૂગ કિરપા કરી
સાર અસારન સમજ્યુ ત્યારે, જન? જીવતો તું મરી—મૂરખ, અરે, હવે ૨
જન જતું સૌ નાના મોટા, કોઇ ભોંયે જળચરી,
કાગ કાબરથી તું ઓટો, પિંડ પાપનો ભરી—મૂરખ તું, અરે, હવે—૩
જળ પરપોટો આ જીવ ઓળ્યા, નહિ જન અવતરૂં ફરી,
ભવસાગરમાં ભૂલ્યો મનવા, ભારે ભૂમિ તેં ભરી—મૂરખ, અરે, હવે ૪
પરનારી શું પાછળ ફરીયો, ડગલું ન ભ*રીયું ડરી,
પ્રભુ નિરભયનાને તું ભજજે, કહે કથી દિલ ધરી—મૂરખ, અરે, હવે.—૫

**પદ ૨ જું.**

રાહ ઉપરની.

"આ ભવમાં તું ભમ્યો મૂરખ જન આ ભવમાં તું ભમ્યો.
રામ જાપ નહિ જપ્યો. મૂરખ જન આ ભવમાં તું ભમ્યો—ટેક
પાઘ પિતામ્બર બીજી જણસો, ઓળી સંચરો કર્યો
ખોટે કામે પરઘેર જાતો, ડગલું ન ભરતો ડર્યો—મૂરખ, રામ—૧

---

* ફર્યો. * ભર્યું.

પારકી નિંદા જે સૌ કરતા, તેમાં સામેલ થયો,
જુઠી અરજી સાખ પૂરતો, પિંડ પાપનો ભર્યો—મૂરખ, રામ—૨
પાપ પુણ્ય એ શીછે વસ્તુ, જગ કર્તા નવ લહ્યો,
બ્રહ્મ પણાએ શી ગતિ થાશે, જગ પતિ મારન ડર્યો—મૂરખ, રામ—૩
સંસારી સંસારમાં રહીને, રામ નામ જે રટયો
કહે નરભેરામ આ ભવસાગર હરી જજ્યા તે તર્યો—મૂરખ, રામ—૪

# જય કુંવર વિરહ.

રાહા હોરી દિપચંદી.

ઘેર આવોને વસંત વિલાશી—ટેક—( ક૦ દ૦ ડા૦ )

પરમ પ્રિઅ પ્રાણ તું એની ટેક

સાંજ સવાર વિલાપ કરે સૌ, અ*ક્ષિ થકી જળ રહે નહિ.
કુળી કાયાની ખરે ગઇ એની, જય કુંવર હવે તું કહેની,
જપું જાપ તુ જો મળેની. પરમ પ્રિઅ—૧
રંક પિતા માત તારાં પડયાંરે, મન કહે તું ચૂપ રહેની,
ભાઇ પડયો એકલો માત પિતા, મન શું? હવે તું કહેની,
નહિ દામ ખરચે જડેની. પરમ પ્રિઅ—૨
લઘુ વયમાં વળી આપણ જણ એ, હું લહું તું ન લહેની,
બહારથી આવે આપ પિતા માત, સાહસ કામે રએની,
ચડે રીસ તોન વઢેની. પરમ પ્રિઅ—૩
આપણ બંને થયાંરે મોટેરાં, ગુણ નિધ લાડ લડેની,
મૂખ સામુ આપણી જોઇ રહે માત, કંઇ નવી વસ્તૂ ધરેની,
દીઠી છાની એ ન કરેની. પરમ પ્રિઅ—૪
દસ વર્ષે પરણાવી તને બેન, નહિ ખામી વિદ્યા તણેની,
સાસરીએ સુ વિવેક કહેતાં, તે માંન એક ખરેની,
થઇ તે હવેના થવેની. પરમ પ્રિઅ—૫
નર કહે કે પ્રભુ? આ શું મૂક્યું દુઃખ, સ્વપ્નેન પણ વીસરે નહી,
ગુણ અગણિત ગણું બેન તારા, ગણતાં ન આવે હદેની
નહિ અર્થ ખરચે જડેની. પરમ પ્રિઅ—૬

* આંખ.

## હોરી ૨૭

રાહા ઉપરની—અહો બેન કહું છું વળીરે—ટેક

અધુરૂં હવે બેન તારૂં કહું રે, શું? સુંદર (તારી) ના શિકાં નળીરે
આંપણુ ઓપણુ નહિ કંઇ તને અંગ, વાન હતું શું શળીરે ?
અરે મજથી તું ટળીરે અહો બેન—૧
વર્ષ વીસ તને નહિરે થયાં પૂર, ગઇ તે મને ન મળીરે,
દલગીર થઇજ પોકાર કરૂં રે, અચળ હું જાણું ચળીરે ?
થઇજ આપ રહેશું બળીરે અહો બેન—૨
સહિઓ વાટ જુવે બેન તારી, જો આવે તો કહીએ મળીરે,
ગાતાં ગીતાં (કૃત) ક*વિ, દલપતરામનાં સુંદીર ગરબા લળીરે
તથા એક બીજાં હળીરે અહો બેન—૩
નવી ન ચીજો પેહેરવાની જઇ જોઉં, મન કહે થઇ ગઇ બળીરે,
માત પિતા કરે ત્યાગ એ વસ્તૂ, કંઇ રખે જો વીસરીરે
પડે ધરણી શું ઢળીરે. અહો બેન—૪
ગામ અને પરગામ સગાંમાં, વાત થઇજ તું મરીરે
ભણતર ભગતર થઇજ ગયું મિથ્યા, નામ સુ મૂકી કળીરે
મા બાપ જાએ છળીરે. અહો બેન—૫
છેવટ હું તુજથી શોક સિંધુ, ભરપૂર દુઃખ વહીરે,
પત્ર લખું આ બાનો બેન તારો, ગૂજ*રાત શાળા મહિંરે
કહે નર તું ન મળીરે. અહો બેન—૬

## માયા વિષે.

### ૫૪

સહા—(ધીરાના પદની)

ફુલ્યો શું ફરેછે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો—ટેક

"માયા તારી એવીરે હણુહણાટ કરી રહી."
સારંકિ એ નરસી રે તેતો કંઇ સુજી નહિ—માયા; સા—ટેક
"નાન પણે તું તો નહિ સમજયો, જોબનરીઆની બહાર,
આ વેળા તો એવું લાગ્યું, સાકરથી રસ સાર
વળગીને તું તેની રે, નિશ દિન મોહી રહ્યો—માયા સા—૧

*નાકની નળી. *દલપતરામનાં બનાવેલાં રહી. *સને ૧૮૬૯ના ડીસેંબર

પ્રીતિ શુદ્ધ કરીતેં તેની, જાશે સુખે અવતાર,
કસ કસી બાંધી રાખી જયારે, ખોયાંરે ઘર બાર
પ્રીત તો ન સારીરે, પાછળ મંન કહે વળી. માયા, સારી—૨

ભણુવા ગણુવાનું નવ સુજયુ, સુજયુ મોહ મોઝાર,
તાણીને સૌ તારૂં લીધું, જોબનીઉં આવાર
ગયું તેન આવ્યુ રે, જેથી દુઃખ થાએ ઘણું. માયા. સારી—૩

માત તણે તું પેટે પડીને, ન કાઢયું સારૂં નામ,
સેવા ચાકરી સઘળી ભૂલ્યો, ચૂકયો હરીનું નામ
લેહેરતો કંઇ એવીરે, ખત્તા ઘેર ઘેર ખાઉં. માયા, સારી—૪

તોર જવાની નામાં તે તો, ખોયો સઘળો ગર્થ,
વ્રદ્ધ પણામાં શી ગતિ થાશે, તે નહિ સુજયો અર્થ,
હાટે ને કંઇ વાટેરે ભીખ માગી પેટ ભરૂં. માયા, સારી—૫

તોપણ મરતી વેળા જાણી, સાચવજો સૌચીજ
પૈશાને જાણી વાપરજો, સંભાળજો સૌ નીજ
મિત્રો "નરભેરામ નારે" એ ફંદામાં ન પડો કહું.—માયા સારી—૬

## પદ ૨ જુ

રાહ (ઉપરની.)

ઘેલો થઇ ફરી[૧]યોરે માયામાં તું રહી મચી,
અંગો અંગ રહી[૨]યોરે, કયમ કરી જાઉં બચી—ઘેલા એ—ટેક

શૂધ ગઇજ અને બૂધ ગઇ, થઇ તે આડે આંક
ઠોકર ખત્તા તું તો ખાઉં, કહેનો કાઢું વાંક
કરમ તો કહેછે રે, હજી તને કહીંરે થશે.—ઘેલા અં—૧

પાઘ્ર પિતામ્બરને કંઇ બીજી, ચીજો (નો) કંઇ ભંડાર,
નેન મરોડમાં તેં તો ખોઇ વળગી જેથી નાર
ભાઇને કંઇ એનોરે, ફટ ફટ કહે ભૂંડા.—ઘેલા અં—૨

સારૂ નરસું કંઇ ન જોયું, પડી[*]ઓ મ્હોટે ખાડ,
વેળા વીતી તે નહિ આવે, ઉગ્યાં દુઃખનાં ઝાડ
શેહેરીને કોઇ મહોલ્લે રે, ન સૂજે આવી બેસી રહુ?—ઘેલા અં—૩

---

[૧] ફર્યો. [૨] રહ્યો. [*] પડયો.

નાની મોટી નારને જોઇ, નરહેતી તુજને ધીર,
દેવ ડેરે દરસન જાગે, કોઇ સુંદીર મંદિર
એની ગત તે વેળારે, ડાચાં હવે બેસી ગયાં.—ઘેલા અં—૪

ઘરમૂકી તું જાગે બીજુ, કર મનનું કામ,
આડુ અવળું સમજાવીને, તીમર સોધ્યુ ધામ
જેથી મુખ વળશેરે, પાપકે કંઇ પુણ્ય હશે? ઘેલા—અં—૫
નારીતો સઘળી કહેવાએ, રૂપ રૂપમાં ફેર
બીજીમાં નહિ ફેર લગારે, જળો ચૂસે ઝેર,
"નર કહે એ નકીરે, નકરો" સંગ(પર)નારી તણો.—ઘેલા અ—૫

## મહિના.

### બારખલા પુરૂપને જોઈ, સ્ત્રીએ કરેલું રૂદન.

રાહ—ગુરૂ ગોવિંદને પ્રેમ પાએ લાગુંરે,

ગુણ ગાવા દવા દસ માસ વાણી માગુંરે (એ રાહાના)
કારતક માસે મળયા નહિ પીઉ પ્યારારે,
મને તેડી ન ગયા સ્વરૂપ દલગીર દારારે,—ટેક
તમે અને હું કયાં હતાં. મુજ પ્યારારે,
તે રૂદીએ ધરશો આજ, દલગીર દારારે
દુઃખ વિંદ્રાવન માહરે, મુજ પ્યારારે
તે દુઃખ મુજનાથ કલંક, દલગીર દારારે
નાનપણે સૌ સાંભરે, મુજ પ્યારારે
તેમાં નવ સમજી લગાર, દલગીર દારારે
ઇશ્વર એશો ખેલ થયો, મુજ પ્યારારે
જે મળી*ઓ નાથ કલંક? દલગીર દારારે
બચપણમાં સમજ્યું નહિ, મુજ પ્યારારે
કેવી રીત થાએ લગન, દલગીર દારારે
મા બાપે દુઃખમાં ભરી, મુજ પ્યારારે
ઓ નરભેરામના ઇશ. દલગીર દારારે,

* મળ્યો.

**મા૦ ૨**

માગશરીએ મનમાં ઘણું કંઇ સાલેરે
બાળી નાથ વિનાની નાર કહો કેમ મ્હાલેરે,

દસ પંદર વર્ષની થઇ કંઇ, મળવા જાઉં સાસરે નાથ, કહો.
સમજણ મારી શી કહું, કંઇ, નહિ સમજે નાથ નઠોર, કહો,
ઉચ્ચરો ચોટ્ટો કહું કંઇ, નવ બત્રીસ ગુણમાં એક, કહો
ઇશ્વરે ઉત્તમ કરી કંઇ, લાવો નહિ લીધો નાથ, કહો
કર્મે લખ્યા પાણા ખરે, કંઇ, એ નરભેરામના ઇશ, કહો.

**મા૦ ૩**

પોસે પરવશ હું પડી આ વેળારે
આ શિઆળાના દિન ન કાડવા સેહેલારે ;

માતાના ઓદ*ર થકી, આ, જેવી તે દિન હું આજ, નકાડ
માત પિતાએ મોકલી, આ, દીકરી તું જાને સા'સ, નકાડ
આંબળા પીછી જાયછે, આ, તેમ સાસરીએ ગઇ મુજ, નકાડ
ઉંદર બિલાડાં રોજ લડે, આ, તેમ થઇ ગતિ મુજ,
સંસાર, નકાડ
જે નરનું મન બહારછે, આ, એ નરભેરામના ઇશ, નકાડ—૩

**મા૦ ૪**

માહા મહિને મુજ માતાજી નવ ગમતું રે
આઓ દિન ચારે દિશ મનડું ભમતું રે—ટેક

જા'માતુ તુજ બહારખલો, નવ; તો વિચારને શું
સુખ? મનડું
ઇશ્વર આતેં શું કર્યું? નવ, આઓ દિન નાથનું (મંન)
બાર, મનડું
લઢેને મારે માર તે નવ, મુજ નેકી ન જોઇ નાથ? મનડું
ઉપાય મેં એક સો'ધીયો, નવ, રહેવું નહિ, જવું
પીએર, મનડું
ઇશ્વર કુદરતથી કહું, નવ, એ નરભેરામના ઇશ, મનડું—૪

---

* પેટ.

## ૫

ફાગણ આવ્યો હેપ્રીય ! પૂર માંહિ રે
ઓ પ્યારા નાથ નઠોર કેવશ આંહિ રે;
માત પિતા મુજને કહે પૂર, નવ જાશનું નાથને ઘેર કેવ ત્યાંહિ રે
કર્મે લખ્યા જે લેખ તે પૂર, મિથ્યા નવ થાએ લગાર કેવ,
મન સોંપી વશ રાખી[૪]યું પૂર, એમ કાઢયાં વર્ષ દસબાર–કેવ
સ્વપ્નું એક દિન આવી[૫]યું પૂર, બાંધ્યું મેં કાગ રત[૬]ન–કેવ
મન. હરદિન મારૂં બળે પૂર, ઓ નરભેરામના ઇશ–કેવ. ૫

## ૬

અંતર ચેટક લા[*]ગીયું મન તલપે રે
સ્વપનામાં પામી નાથ મુખડું મલ તે રે,
આવીને ઉભા નાથજી, મન, નારી શું તારે દુઃખ ? મુ
ખીલે બાંધેલી ગાય તેમન, ખાવા નવ માંગે કાંઇ. મુ
મનના કહેવાના નાથજી મન, કહીંથી આવ્યા દિલ જાન. મુ
નિશદિન હું નવ જાણતી મન, જેમ અઘોવન શમશા[૭]ન મુ
દુઃખના જીવણા આવી[૮]યા, મન, ઓ નરભેરામના ઇશ મુ. ૬

## મા૦ ૭

વાએ લૂ વૈશાખની અંગ બગ તું રે
બળ્યું કામજ રૂપી બાણ નિશ દિન સળતું રે,
રજ ઉડે મેલી થઇ અંગ, આ કમળ ગયું કરમાઇ નિશ
પથ્થરમાં હીરો રહ્યો અંગ, પારખવા ઝવેરી ન કોઇ નિશ
માયા જન જંતુ રહી અંગ, કીડો નિપજાવે હીર, નિશ
આકુળ વ્યાકૂળ હું થઇ અંગ, નહિ સહેવાતી આરત નિશ
વિજોગ આશો દેહને અંગ, ઓ નરભેરામના ઇશ નિશ. ૭

## મા૦ ૮.

જોઉં નિંદશું તપાસતાં નવ દીઠું રે
સ્વપનામાં કોની સાથ લાગ્યું મીઠું રે,
સહિજે વાત તપાસતાં નવ, આગળી[૯]આં ગાત્ર આપાર લાગ્યું

---

[૧] સાસરે. [૨] જમાઇ. [૩] સોંપ્યો [૪] રાખ્યું. [૫] આવ્યું. [૬] રત્ન. [૭] સ્મશાન. [૮] આવ્યા. [*] લાગ્યું.

દરસન સૌ સહિ જાયછે નવ, ઉત્તમ મેં સોધ્યું એક લાગ્યું
મીરાં બિચારી સાંભરી નવ, ઉત્તમ પામીએ નાથ લાગ્યું
માત પિતા ભેગી રહું નવ, મીરાં મન ધરવા આજ લાગ્યું
સંસારે સૌ સાંભરે નવ, ઓ નરભેરામના ઇશ લાગ્યું. ૮

**મા૦ ૯**

અશાડ ઘન ઘોર ગાજ્યો* તન ચમકેરે
સેહે જે સૂતી હું આજ બિછવા ડમકેરે.
મોરલા બોલે અતિઘણા, તન, બપૈયા બારે વેધ-બિછ
કોયલ નાદને સુણતાં તન, દાદુર દુશ્મનની આણ બિછ
પીળા પટા ધરતી પેહેરે તન, હું પેહેરૂં જોગણ વેષ બિછ
ચારે દિશા નિહાળતાં તન, મુખાનલ જીવે કોય બિછ
જંગલમાં મંગલ થશે તન, ઓ નરભેરામના ઇશ બિછ—૯

**મા૦ ૧૦**

શ્રાવણ વર્ષા સરવડે ઓ બેનીરે
સુભદ્રા તારે બેન તું દુઃખ કેનીરે
સારસ પક્ષી જ્યાં હશે, ઓ, ચરવા નીકળે બે જોડ તું,
સાગરને નદીઓ મળે, ઓ, મળવા નહિ મુજ વિશ્રામ તું
તું સુખ દુખમાં બેલડીઓ, દુઃખ સાંભળવાની આણ તું
અખંડ તુ સુ ભાગ્ય રહેઓ, તુજ રહે અખંડ ભરથાર તું
"નિર્ભય" મનમાં ધારીને ઓ, વશ રહેવું પ્રભુને નામ તું

**મા૦ ૧૧**

ભાદરવો ભર જોબનો રૂપવંતીરે
સુભદ્રા કહેછે આજ તું સતવંતીરે
પુષ્પ કળી તું પુરુષ મહિં રૂપ, કરતું ગુંજાર સ્વરૂપ-તું
ઇશ્વરે આપ્યું ખરૂં રૂપ, તે શીયળ કરી સાચવ તું
બે બોલી તું નહિ થશે રૂપ, ધર હીમ્મત તેની સાથ તું
અમુલ્ય ચીજ કેને મળે રૂપ, શાં કરશે એવાં પુણ્ય તું
ભાદરવો વીતી ગયો રૂપ, ઓ નરભેરામના ઇશ તું—૧૧

---

૯ ગજ્યાં. * ગાજયો.

**મા૦ ૧૨**

આસો માસ દીવાળીનો તું વિચારે
કર પ્રભુ સંગાથે પ્રીત, મૂકી કજીઆરે,
ઘેરઘેર ઓચ્છવ થાયછે તું, જહિં વાગે ચંગ મ્રદંગ મૂકી
સાર્થક દુનિઆનું કહ્યું તું "સુભદ્રા તારે ભેન" મૂકી
'એક હશે તો સૌ મળે તું, "નેકીથી તું દિન ગાળ" મૂકી
ફિકર તો સંસારીને તું, જગજીવન તારે શીર મૂકી
સ્મરણ કર જગ દેવનું તું, આ નરભેરામના ઇશ મૂકી—૧૨

# કંથ વિયોગ વિષે

## મહિના.

રાહ—વારૂ છુ સકણા રહેજો શામળા, નહિતર
મારા મૂખની આશા ગાળજો-વાર (એ રાહે)

"ઓ પ્યારા તુજ વિન મુજ મન અકળાયછે
હૈયાની હોળી નહિ કંઇ ઓલવાયજો—ઓ. ટેક.
પ્રિતમ કાર્તિક કઠણ હવે કંથ આવી[10]યો
સુનો સૈયા થાશે મારા નાથ જો,
તાડ કરે ચમકારા તન આખા મહિં
ઓ સ્વામી મુજ આવી ઝાલો બાંહ્યજો. ઓ. હૈ.—૧

**મા૦ ૨**

માગશરે ઇશ્વર પુજન કરવા નીસરી
લેઇ સંગાથે સહિઆર સુધીર સાથજો
વાત કરતાં અળગી સૌથી હું પડી
નાથ વિનાની ચમકે દહાડી ગાયજો. ઓ—હૈ—૨

**મા૦ ૩**

પોસે પરવશ નહિ રહેવાતું આ ગ્રહે
જાણે ? કેદીને ઘાલ્યાછે કેદજો

---

[10] આવ્યો.

નવ તેમાંછે ફેર જરા કંઇ માહરે
જ્યાંથી ચાલ્યા નાથ લગાડી લાહ્યજો. ઓ. હૈ—૩

## મા૦ ૪

મ્હા મહિને મેં માતાજીને પૂછી*યું
હું જાણીછું મંદિર દરસન કાજજો
માતીજી કેમ નહિ આપો મુજને રજા ?
કહેતામાં સામું લેઇ ધ્રુધૂ ધાયજો. ઓ. હૈ—૪

## મા૦ ૫

ફાગણ રંગ રમાશે ભર ચફે ભરી
છબીલી, બીજી વિજીઆ સાથે નાથજો.
હું કહેને લેઇ રંગ રમું હોરી તણો
બીજીનું દેખી નહિ મન હરખાય જો ઓ. હૈ—૫

## મા૦ ૬

ચઇતર ચાંદલડો શોભે કંકુ તણો
એ અવસરતો વીતી ચાલ્યો નાથજો?
જેજે કોલ કર્યા (હ)તા તે સૌ સાંભરે
સંભારીને રૂપાળા? લાગૂ પાયજો. ઓ. હૈ—૬

## મા૦ ૭

વૈશાખે પ્રેહ વાપે તનમાં અતિ ઘણો
કહેને કહું આ મનડા કેરી વાત જો
ખટરસ રસ ચાખ્યા તે સૌ મોળા થયા
ઉણુ મહિં વ્રાવલીએ વાયુ વાયજો. ઓ. હૈ—૭

## મા૦ ૮

જેઠ પશુ પંખીને શું સુખ નહિ હશે?
ક્યા વખતના આવી પડી[૧૧] આ ભોગજો
પૈયરમાં રહીને તે શું સુખ ભોગવે
લાડકવાય? લાડી તન કરમાય જો. ઓ. હૈ—૮

---

* પૂછ્યું. [૧૧] પડયા.

**મા૦ ૯**

અશાડો ધનઘોર ગગન ભેર ગાજી*યો
બોલે મોર બપૈયા કોયલ વનમાંજો
સાંભળીને શું નર તેનો નહિ આવશે?
આસુના જમાજી તન કરમાયજો? ઓ. હે—૯

**મા૦ ૧૦**

આવણ સરવર વર્ષા મળેલા ઝરમરે
વિજીઆ છબીલી નારી કુબજા મદનીજો
સાથે લેઇ સહિઅર સરિ[12]તાને જાયછે
આંખે જોઇ મુજને મન શું નહિ થાયજો? ઓ. હે.

**મા૦ ૧૧**

ભાદરવો ભરપૂર વહે મેહ તનવળી
[13]શર સમજુ સાથે લેઇ આલ્યા ઠેઠ જો
દેરાણી જેઠાણી જોઇને હસે
હસવા સરખું જ્યારે મારૂં કાંયજો. ઓ. હે.

**મા૦ ૧૨**

આસો મન સુખ દિવાળીનો શું હશે?
વિનતિ કહે નરભેરામ એણી પેરજો
દયા કરી આવો અબળાની નાથજી
તન મન સોંપુ સઘળું આ દેખાયજો. ઓ. હે.

# કાશી વિરહ

## મહિના.

રાહ—કારતક માસે કહાનજી મેલી આલ્યા પરદેશી ગોકુળની. (એ રાહે)

કારતક માસે શિરછત્રજી, પિતા મુજ કાશીરામ
સંવત ઓગણી ઓગણત્રીસના, સુકલ પક્ષ સાતેમ

---

*ગાજ્યો. [12]નદી. [13]કામભંજ હથિઆર.

* પારનેરા વલસાડનું, ગામ જે શું કહેવાય
નિશાળ તવ સરકારીમાં, મંર્ણ પામ્યા એ ત્યાંય
છઠ દિને નહિ કંઇ કશું, માલમ પડયું અંગ
સાતેમ દિન દશ વાગી*યા, થયું અંગમાં ભંગ. અરેરે
પિતાજી હું એકલો.

## મા૦ ૨—સાખી.

સાતેમ નિશ કંઇ વાગી*યા, ખટ ઉપર કંઇ ત્રણ
દેહ છૂટી, ગઇ સ્વર્ગમાં, નહિ જાણ્યું જર પણ.
માગશરે મન માહરૂં, આકુળ વ્યાકુળ થાય
ઇશ્વર આતે તેં શું કર્યું ? અચાનક આવ્યો કાળ
મુજને નહિ કંઇ પૂછીયું, કારણ સી[૧]ક હું અપાર
પોહોર ગઇ રજ[૨]ની નહિ, થયા સ્વર્ગને દ્વાર
ઉઠી દીધો કર લેઇને, જોયું પિતાનું (મેં) મૂખ
ઢળીરે પડયા ધરણી વિષે, થયું દુઃખમાં દુઃખ અરેરે—૨

## મા૦ ૩—સાખી.

બોલાવ્યા બોલે નહિ, (ઓ) પિતા કંઇ મુજને કહો ?
ઢંઢોળ્યા હાલે નહિ, શિત અંગ તહિંથી રહો—
પોસે પિતા ત્રી પક્ષના, આવશે ખરે દિન
કારજ કરવા જવું ખરે, જેમાં નાહિ કંઇ ભિન્ન
ઉમરેઠ ગામ સોહામણું, ખેડાવા[૩]ળનું ધામ
દવા દશ માસ સારી કર્યું, કારજ જે કાંઇ તમામ
દ્વાદશ માસ જતા રહ્યા, રહેવું પ્રભુને આધાર
હાથ ચોળી રૂવે માહરી, માતા અપરમપાર. અરેરે—૩

## મા૦ ૪—સાખી.

માહે મંન વિચા[૪]ર્યું, માતાજીએ મૂખ
કુટુંબ સૌ વેરી થયું, છે મોટું દુઃખ દુઃખ
માહે ઉમરેઠ મૂકી*યું, મૂકયું સૌ સુખ ધામ

---

* સૂરત જીલ્લાનું વલસાડ પ્રગણું તેમાં પારનેરા ડુંગરી કિલ્લે કરીને ગામછે ત્યાં. *વાગ્યા. *વાગ્યા [૧] માંદો. [૨] રાત. [૩] એ જાતના બ્રામણ. [૪] વિચાર્યું. *મૂકયું.

સાથે માતા મુજ આવી[૫]યાં, જેહ પારનેરા ગામ
ફરવા તેતો ધાએ ઘણું, મનમાં રાખી હામ
લોક ઘાલે જીભ મૂખમાં, આતે શું થયું કામ
વિચાર મુંબઇ જવા કર્યો, જયાંછે મામાનું ઘેર
મૂખ જોઇ મા*મા કહે, પ્રભુ આતે શું ફેર. અરેરે—૪

## મા૦ ૫—સાખી.

ફાગણમાં જન ખેલતાં, હોળી દિન અપાર
મારે મન અગ્નિ હૂ[૬]તા જોતાં નજરે ધાર
ફાગણ આવ્યોછે કંઇ, દુઃખ સાલેછે અંગ
ફાગ ગાએ ડફ લેઇ કર, વાગે ચંગ મ્રદંગ
માજી મને (તે) નહિ કંઇ ગમે, બળે માહરૂં મંન
એક ઉપાય મેં સોધી*યો, હવે ખાવું ન અંન
મામા કહે નહિ ખાએતો, પડશે તુજ અંગ
એક ગયો સ્વર્ગ વાસમાં, માડયો તેં જવા ઢંગ અરેરે—૫

## મા૦ ૬—સાખી.

ચઇતર ચિંતા મન વિષે, ખાતાં બમણી ભૂખ
માજીન આંસું ઢાળીએ, ઉલટું થાએ દુઃખ
ચઇતર માસ સોહામણો, વહાલા નવ લાગે દિન
*પુર્ણિમાસ આ દિન વિષે, ઇંદુ[૮]માં નહિ ભિન્ન
ભિન્ન ખરે મુજને પડે, લોક જાત્રા એ જાય
માત્રા સોધુ મરવાતણી, હવે જીવતાં શું થાય
સુખ સઘળું લેતા ગયા, વાલીડા શિર છત્ર
ભૂખ્યો જમ્યો હવે કોણ કહે, માજીના વિન અત્ર અરેરે—૬

## મા૦ ૭—સાખી.

વૈશાખે લૂવાયછે, વાએ ધરતી રસાળ
પિતા તણું દુઃખ પુત્રને, આ દિન બંધૂદયાળ
વૈશાખે મન માહરૂં, બળે ચારે રે પાસ
મન થકી જો વીસારીએ. પિતાની ઘણી આશ

---

[૫] આવ્યાં. *ભટ વજેરામ. [૭] સોધ્યો. *પુનેમ. [૮] ચંદ્ર.

વાએ વાવલીઆ વૈશાખના, એકલાં ન રહેવાય
ઉમદા પ્રીતિ શિરછત્રની, કેને હાટે વેચાય
જે મૂલ બેસે તે આપીને, લાવીરે મારી પાસ
રાખુ ખરે જળ ધોઇને, પ્રભુ આપે અવકાશ અરેરે

## મા૦ ૮—સાખી.

જોઉ નાનપણ સાંભરે, પિતા વાલીડા (ના) બોલ
નાનપણે સમજાવતા, ગાજ વિજના સોર
જોઉ નિહાળું હું આભલાં, ઉનાળુ રૂતુ આ કાળ
કેવી પ્રીતિ ઉનાળુ રૂતુની, મેઘે ધરતી રસાળ
ઠંડક જન પશુ પંખીને, કેવી એ ખુશી થાય
કાપ બૂઝે નહિ માહરો, કેમ કરી બોલવાય?
કર્મે લખ્યા લેખ ટુંકડા, તેથી શું ભોગવાય?.
સુખ સાગર વહાણ ડુબીયું, નજરે ન જણાય. અરેરે-૮

## મા૦ ૯—સાખી.

અશાડ ગાજતો બેહદે, ગાજે વિજ અપાર
દેખી મન ચમકે ઘણું, મારૂં અપરમપાર
અશાડ માસ સોહામણો, જેનું મંન રળિઆત
ઓ પ્રભુ તું સુખ આપજે, જોતાં ભલી ભલી ભાત
ધરતી લીલા પીળા પેહેરશે, વસ્ત્ર પચરંગ સાર
લીલુ લીલુ સૌ દેખીએ, સૂકુ મારૂં અપાર
હૈયું દેખાડું હું કેહને, બોલી આતવ સાર
દુઃખ સાગર નદી ઓવહે, દેહે નાવ અપાર. અરેરે-૯

## મા૦ ૧૦—સાખી.

શ્રાવણ વર્ષા બહુવળી, વર્ષે મૂશળાધાર
નયણે શિત વરસે ઘણું, માને દુઃખ અપાર
શ્રાવણ સૌજન દેખીએ, પાકે દાડમ દાખ
શ્રાવણ આંબ ખીલી રહ્યા. જેની સુંદર સાખ
સાખ થકી પિતા ઘણા, અધિક અપરમ પાર

ઘર ઓઢ્યા થકી નહિ રહે, એકે બાજુ આધાર
તેમરે ખરે થયું માહરે, પિતા કહેતા અપાર
મારા ગયા પછી તુજને, દુઃખ થાશે અથાગ. અરેરે–૧૦

## માસ ૧૧—સાખી

ભાદરવો ભર જોબનો, જોબન જોતાં આ દેહ
લાકડમાં કી*ટ પેસી[૯]યો, તેમાં શો સંદેહ ?
ભાદરવો ભરપુરમાં, વહે બારેરે વેણ
કોયલ શબ્દ કરે ઘણા, સારા લાગે ન રેણ
ભાદરવે સુણા[૧૦]વીયું, આવ્યું, પિતાનું શ્રાદ્ધ
સાતમ દિન કેમ કાઢીએ, ધાયું કંઇ કંઇ રાંધ
ઠંડા કરો પિત્રાઇને, માથે પડયું તમામ
શિરછત્ર જયાંથી જુદા થયા, ત્યાંથી ઝાલી લગામ. અરેરે–૧૧

## મા૦ ૧૨—સાખી.

આસો માસછે પુર્ણિમા, ચંદ્રની ચટકે અપાર
નજર નિહાળતાં થઇ ગઇ, વેહેમે વહિ સવાર
દ્વાદશ માસતે આવી[૧૧]યો, જેનું આસોરે નામ
દીવાળી દીપે ઘણી, મને સૂજે ન કામ
અંગ થકી અળગા કર્યા, છંદ જેકો તમામ
મન વિષે નક્કી કર્યું, આખર જંગલ ધામ
પ્રભુ બિના સાચો ધણી, રટો શ્રી ભગવાન
નરભેરામ કહે અહિં, ધરે શિખ ઇનશાન. અરેરે—૧૨

## મદન મોહનજીના મહિના.

રાહ—વાલમ વેહલા પધારજો. એ રાહે
કારતક માસેરે મોહનજી, હાં*રે મારા હૈયાના આધાર
વારી જાઉં મદન મોહન નાથજી
કહેતાં લાજ આવી મને, પારસ[૧૨]પાણીથીજ ભીંજાય ?
એવું સાંભળી[૧૩]યું નહિ મૂલકમાં,
સુંધીર સરોવર છલકી રહ્યું, હારે, આશા ઝીલવાને કાજ
વારીજાઉં મદન મોહન નાથજી

---

*કીડો. [૯] પેઠયો. [૧૦] સુણાવ્યું. [૧૧] આવ્યો. [૧૨] પથ્થર.
*(હાંરે) એ શબ્દ તાળને વાસ્તે નાંખ્યાછે માટે જયાં બેસતો આવે ત્યાં બેસાડવો.

**મા૦ ૨**

માગશર મહિને નહિ ગમે વળી, હાંરે સેજ સૂની દેખું નાથ
નિ[13]દ નહિ આવે મુજને જરા,
નગણા થાઓ શું મોહનજી, હાંરે મેં બાહેર નવ નીસરાય
વારી જાઉં મદન મોહન નાથજી. ૨

**મા૦ ૩**

પોસે પરવશ પડી રહી, મારા કર[14]મના ભોગ
લાગે તાઢ રજની ઘણી
વીસરતાં ચૂક્યા શું નાથજી, તુળશી ચારો સૂકાય
વારી જાઉં મદન મોહન નાથજી

**મા૦ ૪**

મ્હા મહિને આવ્યો વસંતડો, હાંરે (મેં) વસંત નહિ ખેલાય
અબિલ ગુલાલ ઉડે ઘણું,
એકલા રંગ કયાં મોહનજી, કહેતાં બીજું વાગે બાણ
વારી જાઉં મદન મોહન નાથજી

**મા૦ ૫**

ફાગુણ ફૂલ્યોરે ફૂલડે, કેશુ ફૂલ્યાં રંગ લાલ
રહી પીચકારી સૂની અહિં
મોહન શર ગયો સંગાથજી, હાંરે તે કેમ કરી મરાય
વારી જાઉં મદન મોહન નાથજી

**મા૦ ૬**

ચઇતરે ચેટક થાએ અતિ ઘણું બીજ બાંધેલી ગાય
ખાવા માગે ન જરા વળી
તે સા ભૂલ્યાછો મોહનજી, એવું અબળા તારી રૂપ
વારી જાઉં મદન મોહન નાથજી

**મા૦ ૭**

વૈશાખ હહેકયો વાએ ઘણો, વાતો, લૂવરસતો દિન

---

[13] ઊંઘ [14] (કર્મ) નસીબ.

મન રમવા થયું આજે ઘણું,
ગુલતાન કરૂં ક્યાં મોહનજી? ફુલડે સેજ પથારી થાય
વારી જાઉં મદન મોહન નાથજી

## મા૦ ૮

જોરે જમુનનાં નહાવા જાયછે, હાંરે રંગીલી સહિયો નાર
કર્મે જુદો દિન આ[15]વીયો
મોહન નહિ અકળામણ થાયજી? ઝુરે પ્રિય તમારી નાર
વારી જાઉં મદન મોહન નાથજી

## મા૦ ૯

અશાડો ઘોર થઇ ઘન ગાજીયો કરે ત્રત નાગ્રુકડી કોયલ
મોરઘન જોઇ ટૈકે ઘણા,
આશા રૂતુના દિનજી, મ્હોનજી ઘણો થયો વિજોગ
વારી જાઉં મદન મોહન નાથજી. ૯

## મા૦ ૧૦

શ્રાવણ સુંદીર વર્ષા સરવડે, ચુસે ધરણિ, જળ અપાર
તૃપ્ત થઇ રહી જે વ્યાકુળી
કહેતાં આવ્યોછે થાકજી, ટૂંકુ કરો હવે મોહન
વારી જાઉં મદન મોહન નાથજી.

## મા૦ ૧૧

ભાદ્રવ ભર જોબનમાં આવી[17]યો, સાગર કરે હિંચોળા અપાર
સાગર ધન્ય તનેછે! આજજી
અંતરમાં થાએછે એકજી ફરકે અ[18]ક્ષિ જમણી આજ
વારી જાઉં મદન મોહન નાથજી

## મા૦ ૧૨

આસો પૂરો આજે થયો, ખીલી પુર્ણિમાની રાત
પધાર્યા મોહનજી મોહી ઘણા
સુંદીર હૈયાના ઓહારજી, ખરે નિર્ભય રહી ત્યારે લાજ
વારી જાઊં મદન મોહન નાથજી

---

[16] ગાજયો. [17] આવ્યો. [18] આંખ.

ૐ

## ઠાહા—કેરવો ઠુમરી.

કંગનવા મેરોકરસેં નિકસ ગયો રે—ટેક.

* કોયલ કેહું કેહું કરત રહેરે—ટેક

મોરલા કંઇ બોલેરે, બપૈયા કંઇ બોલેરે
દાદુરવા કોઇ મ્હોલે, આંતર જોઇ ડોલે,
સારસ જોડલો લે, ન આવે કોઇ તોલે
ભજયો રંગ સોળે દેખત રહેરે, કોયલ કેહું કેહું —૧

આંખે દેખીરે, સબજન પેખીરે,
સુંદર રંગ ભર્યો, જગત કોણ બર્યો
નિર્ભય નહિ સચ્ચો ધરત રહેરે કોયલ કેહું કેહું —૨

---

* (તા૦ ૧—૧૧—૭૬—મુંબઇ ચરનીરોડ દરિઆ કાંઠે.)

---

# કપટી મિત્ર વિષે.

## પદ.

(ગાંહા દયાની) સીખલે થશેરે મૂરખ શી ગતિ થશે.

દોસ્તી કરી હડપોરે મેતો દોસ્તી કરી હડપો.
જોયું જોયું મેં ફરી કંઇ, નહિ હેં નફો—દોસ્તી ટેક.
પ્રિત બંધાણી ભારી ભારી, સુખમાં નહિ કંઇ પાર વારી,
કરી કબૂલ મન ધારી ધારીરે દોસ્તી. ૧

કપટી નવકું જાણ્યું, કાંઇ જાણ્યું હોતે રહેત હું હારી,
પ્રીતની રીત એન સારી જળ વહેતું જેમ કાણી ઝારીરે
દોસ્તી.—૨

કપટીની કહું રીત પ્રકારી, સૌજન મનમાં લો શિખ મારી,
હોય કરે નર નારીની યારી, જર, માતા બેન હેયે લાવીરે. દો. ૩

ચાર પ્રકાર ભર્યો દ્વેશ ભારી, ગુણ અગણિત જુઓ નરનારી
નરભેરામ ભણે રીત ન્યારી, એવા જન શું રહો અળ
ગારીરે દોસ્તી—૪.

## ઊર્દુ દેશિ ઠુમરી

રાહા—ગોવિંદા તેરા ગજરા દેખી ભૂલ ગઇ નજરા. ટેક

(સ્વામી પ્રેમાનંદની)

રાજાજી તેરા દુખરા પેખી ઉડગએ ભૈંરા. ટેક
દુનિઆદારી સબ તેં ખોઇ, હોઇ ગયો કયું બૌરા
ચાતક તરસ ના છીપે મરે, યું ભયો કયું નૌરા, રાજાજી. ૨
રાગ ચંગ મ્રદંગ તાળ, મે, મસ્યો કયું નૌરા,
નરભેરામકા ગુરૂકું ભજલે, જેસે હોએ સૌવરા. રાજાજી ૧

## પૂર્વિ.

રાહા—નટવરનંદલાલ રૂપ દેખી કયું લોભાણી. (સ્વામી પ્રેમાનંદ)

પ્રેમ અભિલાષ ભર્યો, અબ કયું રીસાઇ. પ્રેમ ટેક
કામ અર્થ સબસેં સૂઝી, મોહન શું તેં મન મૂકી
રહીસ્કું ઝૂકી, હોગઇ સૂકી, તબ કયું રહી સાહી. પ્રેમ—૧
કામ ક્રોધ મોહ, મદ, જાણીને તેં કરી*યું તરછ
ભાસો વાગે ગરછ, પ્રભુ, નરનાઓ કાંઇ પ્રેમ—૨

## દોહરો

કપટી મિત્ર નવ કીજીએ. પેટ પેસી પગદે,
આગળથી સમજાવીને, પાછળથીજ નખદે—૧

---

# ડાકોરના ઠાકોર રણછોડજીનું વર્ણન.

## ગીતિ

“વર્ણવ કરૂં હું આજે, ડાકોરના ઠાકોર તણું ભાઇ”
“ધરી પ્રેમ ઉલટ રાખી, એક ચિત્તથી સાંભળ કર સહાય” ૧

---

*કર્યું.

## પદ

રાહા બહાન આપે રામ જનકપુર, દસ રથજીકે લાલારે.
આસની—છેલછબી રણછોડ રસીલી, જો સુંદર ઉમેલીરે—ટેક
જોબન વય નહિ ફેર લગારે, જાએ, જુવે જન સેહેલીરે,
માણક મોતીછે શિર તાજે, લોક જુવે મન મેહેલીરે—છેલછબી-૧
જોતાં ભયનવ કાંઇ લગારે, હળી મળી જન, જન રેલીરે,
બેઉ કર ધરીને માગી લેછે, જે ચીજ મન(માં) ધારેલીરે—છેલ-૨
દેશ દેશના નૃપતિ આવે, રહેવા તેને હવેલીરે,
દરસન કરીને ધરે નજરાણાં, જે રણછોડજી બેલીરે—છેલછબી-૩
અવર નગરના સેંડો આવે, દરસન કરવા વારીરે,
ભોસુત બ્રાહ્મણને જમાડી, આપે, દક્ષણા જે ધારેલી—છેલછબી-૪

## પદ ૨ જુ

લક્ષ્મીજીનાં દરસન કરવા સૌ જાએ નરનારીને—ટેક
વર્ણવ કરૂં હું લક્ષ્મીજીનું શ્રવણ કરતું આવારે,
જઇ જોયું જેણે તહિં જઇને, તેને એ સુખકારરે—લક્ષ્મીજીનાં ૧
જુગલ રૂપ ધર્યું શું સુદર ? કનકનાં આભૂષણ સારરે.
જેમ જેમ નજરે કરી જોઇએ, તરેહ તરેહનાં ખાસરે—લક્ષ્મી-૨
પ્રેમ ઉરે મન તેવો મંડપ, સુંદરછે, આકારરે,
તેમજ બીજાં મંદિરોની, રચનામાં નહિ પારરે—લક્ષ્મીજીનાં-૩
ચાંકમજી, ડંકનાથ મહાદેવ, દ્વારીકા નાથ મહારાજરે,
ડાકોરનો મહિમા ઘણો જોઇ, સફળ થયું મન કાજરે—લક્ષ્મીજી-૪

## પદ ૩ જુ

ડાકોરમાં ઠાકોર બિરાજે, તેને જાઉં બલી હારીરે,—ટેક
ડાકોરનો મહિમા ઘણો મ્હોટો, રહે રણછોડ બિહારીરે,
દેશ દેશનો સંઘ ભરાએ, દરસન કરવા વારીરે—ડાકોરમાં—૧
ગોમતી ગંગા જળથી રહીછે, તે ભરપૂર સુખકારીરે,
આસપાસ નજરે કરી જોઇએ, નવ દેખાએ ખાલીરે—ડાકોરમાં-૨
ધર્મશળાઓ ગૌશળાતે, રચેલછે કંઇ સારીરે,
એ વિના બીજાંછે તેને, જાય જોવા નરનારીરે—ડાકોરમાં—૩

ઘાટ ઘડયો કેશનો જણે, તેણે મન વિચારીરે,
નરભેરામ કહે નજરે જોઇ, ધન્ય ધન્ય મતિ તારીરે—કહોરમાં—૪

## મરણ વિષે

### પદ

ચાલ—મરવું સેહેલ નહિજ ગણાય?—ટેક

કળીયુગ આવ્યોછે અતિ દુખી, ધાર્યું કામ નવ થાય—મરવું—૧
નિત્ય જુગારી જુગાર રમે પણ, કોઇ દિન તેતો હરાય—મરવું—૨
પાપ પુણ્ય સમજી જે ચાલ્યું, ભય નહિ તેને લગાર—મરવું—૩
જગ કર્ત્તા કરતછે મ્હા મ્હોટાં, જોમનમાં સમજાય?—મરવું—૪
કુમળું ઝાડ નમાવ્યું નમેપણ, મોટું થએથું નમાવાય—મરવું—૫
સામળીઆનું સગપણ સાચું, નહિ સંસાર જણાય—મરવું—૬
માટે સમજી લો શીખ નરની, જોજો નવ વીસરાય—મરવું—૭

### પદ રાગ આશાવરી.

રાહ—મોહે બિસરત નાહિ પલ પ્યારો,
છેલો નટવર નંદ દુલારો—એ રાહે.

પ્યારી મોકું બિસરત નાહિ કાન કાળો
મોહે નંદાજી નંદ છોગાળો—પ્યારી—ટેક

ધેનો ચરાવેને મદમાં બજાવે. બાંસુરી રાગ રૂપાળો,
ઓ, દેખી મેરી ભરીઆઇ છતિઆં, નંદાજીનંદ ધૂતારો—પ્યારી—૧
કરી, માંહિ સુંદર મોહની બાંસુરી, ચંચલ લોચન વાળો
પ્રેમ મુખે રસ બોલતબાની, અવણો ભયો હું ઉજા*રો—પ્યારી—૨
પલક પલક પાય બાજત ઘુઘર, લાગત બિર્હ અંગારો,
પ્રેમે પ્રભુ મુખ લાગત પ્યારૂં, પ્યારાં ન*યન બેઉ ધારો—પ્યારી—૩
મેં સજની તે, બિના એકલીકું, લાગત દિન નકારો,
દેખે પ્રભુ નરકો મજસામું, છોડ દેશે આ લવારો—પ્યારી—૪

---

* ઉજાગરો. *આંખો (નેણ)

# વડોદરાનો પદ ભ્રષ્ટ મલાવ રાવ રાજા વિષે

## લાવણી છંદની રાહે

રાહ—અધ બીચ મ્હોબ્બત ચોરીએ દરદી દિવાના
અધ વીચ મારગમાં પડયો રાજા બિચારો,
રાજા બિચારો શાણો—અધ વીચ મારગમાં,—ટેક

ક્યાં ગયું રાજ તારૂં, રાજા મલ્હાવરાવ તારૂં, અરેરે,
મલ્હાવરાવ તારૂંરે, ફના થઇ વરોદરૂં ઝાડયું—અધ બીચ—૧
નહિ વખત વધુ કોઆ, નજરે મારી આગળના, અરેરે,
મારી આગળનારે, શૌર્ય ખોઇ રણ પકડાઇ નાઠા—અધ બીચ—૨
સિંહાજીરાવ સુત ફુટ્યું, નામ જે મલ્હાવરાવ મ્હોટું, અરેરે,
મલ્હાવરાવ મ્હોટું રે, નહિ કોઇ કહેશે જગ(માં) ખોટું—અધ—૩
સિંહાજીરાવ(ના) સુત ગુણપતરાવ, અને બહાદૂર ખંડેરાવ,
અરે તે મોતી હીરાહાર, મોતી હીરા હારરે,
મલાવરાવ શસ્ત્રકરા ધાર—                    અધ બીચ—૪
એકપણ નહિ અનેક રાજા હિંદુસ્થાન માંહિ, અરેરે,
હિંદુસ્થાન માંહિરે, પ્રજા(ને) તે ગણે તુનુજ સરખી—અધ—૫
લખ્યા લેખ મિથ્યા નહિ થાએ, કર્યું તેવું જગ ભોગવાશે,
અરે તે કેવું કહેવાશે, કેવું કહેવાશેરે,
મલાવરાવ નાઠા મદરાસે—                    અધ બીચ—૬
ક*મિશન બેઠયું વરોદરામાં, શૌર્યછે સિંધીઆ હોલકરમાં,
ધન્યછે માત તે પિતામાં, માત તે પિતામાંરે,
ધન્ય દિનકરરાવ સરદારમાં.                    અધ બીચ—૭
જેપુરના મહારાજા ગંભીર, સરજન બાલેન્ટાઇન્ટની ધીર
અરે તે છે રણછોડ વીર, છે રણછોડ વીરરે,
કાડયાં કંઇક હાકેમનાં દુઃખ—                    અધ બીચ—૮

---

*ભ્રષ્ટ* (સંવત ૧૯૩૧ ની સાલમાં.) *લંડનનો રહેવાસી બેરીસ્ટર

અહેવાલ સૌ મોકલ્યો કલકત્તે, ગવરનર રહે જ્યાં શ્રી હસ્તે
અરે લોર્ડ નોર્થ[1]બ્રુક હસ્તે, નોર્થ બ્રુક હસ્તેરે,
રીચર્ડ[2]કોચ લખી ગયો સ્વહસ્તે. અબ બીચ—૯
નહિ ખાવું પીવું સૂજે, ઉદક નિદ્રા દુઃખ કેમ બુઝે ?
અરેરે પાપ કેમ બુઝે, કલેશ કેમ બુઝેરે,
રાજા મહિ વડોદરૂ ભૂમિ— અબ બીચ—૧૦
ટૂંકામાં નરભેરામ કહેછે, મલ્હારરાવ શોક સિંધુ સેહેછે,
અરે સૌ નષ્ટ થયું કહેછે, નષ્ટ થયું કહેછેરે,
નામ આલમ ખાક પી દેછે— અબ બીચ—૧૧

## હોરી

રાહા—સાવરો અજહુ નહિ આયો.

મલ્હારરાવ રૈયત તારી ઘણી તુજથી દુખીઆરી—ટેક
દલગીરછું લખવાને ઘણો હું, તુજ વારતા શોકકારી,
પણ આદી, મધ્ય અને અંત્ય ધારી, પ્રકૃતિ જે આપ દહાડી
વીરૂધ કંઇ હશે ? લોકવારી— મલ્હારરાવ—૧
પોતાની જાંગ જે પોતે ઉઘાડે, કેરીતે રીત નઠારી,
લૂ[3]ણ હરામ કરે ખાઇ જોજન, સૌ જાણે તે છેજા પાપી,
અધિકાર તે(ને) નઠેવારી— મલ્હારરાવ—૨
વળી જાહેરાત અને ગુપ્તમાંતો, વાત રહી ઘણી ન્યારી,
અંતે ભર્યો પીંડ છલકાઇ જાશે, થાશે ફજેતી નઠારી,
હશે રંક કે રાય ? વારી— મલ્હારરાવ—૩
અંદરની વાત ઇશ્વર જાણે, ને જાણે મન આપ ભારી,
કર્મે લખ્યા લેખ મિથ્યા ન થાએ, જન્મ ધરી જગ વારી,
વિમાસણ થાએ પછાડી— મલ્હારરાવ—૪
જે જનનું મન સાફ હશે તેને, શિરપર દુઃખ ન ભારી,
હીમત હારવી નાહિં જરા હર, મંગળ ગાઓ મોરારી,
ચર*ણ જે કમળ બલિ હારી— મલ્હારરાવ—૫
જે દિન જાયતે આવે ફરી નહિ, તે જાણેછે રાયભારી,
મન કલ્પિત મન શા આણવા હવે ? વિચાર કંઇ કંઇ ધારી.
થશે જે કરે પ્રભુ સારી— મલ્હારરાવ—૬

---
૧ ગવર્નરજનરલ. ૨ મુખ્ય જડજ. ૩ મીઠું. *ચર્ણ (પણ)

અદલ ન્યાય ઇનસાફછે ઇંગ્લિશ, સર્વોપરી સત્યવાદી.
પણ અંશ તેમાં રહ્યો પ્રભુનો આપ, સત્ય સદા સુખકારી,
પ્રથા ન જુવો તલ ભારી— મલ્હારરાવ—૭

એકા ગ્રહે એકા ચિન્તા રહેતાં, કંઇ ઉરને દરેખ મોઝારી,
ધાર્યું હશે પ્રભુએ (તે) જગ, થાશે, કર્તા હર્તાજે મોરારી.
જાવું તેહને બલિહારી— મલ્હારરાવ—૮

પત્રો અને મુખથી કંઇ રૈયત વાત કરે દિન દહાડી,
શાણો વડોદરાનો રાય મલ્હારરાવ, પદ ભ્રષ્ટ થઇ શોકકારી,
રહે રાતને દિ*સ વારી— મલ્હારરાવ—૯

પ્રેમ પદા*ર્થ રાયને લાગે, ઉચિત્ અંત અકારી.
કેમ કરે પેટ જે તરત મગે? તે તરત આનંદ જાણી.
આરોગવું તે મુખે લાવી— મલ્હારરાવ—૧૦

દલગીરછું લખવાને હવે હું, છેવટ "નિર્ભયવારી"
નિર્ભય નરભેરામ રહે જગ, પણ પ્રભુનો ભય ભારી
લહે આલમ જગ સારી— મલ્હારરાવ—૧૧

## પદ ઠુમરી કાફી

રાહ—બાગરાદોન સુધારે નાથ બીના.

રાજા રાજા રાજા મલ્હારરાવ, તુજ શોકસિંધુ ભર્યો જગમાંરે—ટેક.

વિનતિ (જે) તારી હાલ વખતની, ઘણી ભરી દુઃખ સાગરરેહો.
લઘુ વયમાં તું શાણો હતો તવ, દર્શાતો નટવર નાગર રેહો—રાજા—૧

બાંધવ તારા ગણપતરાવને, ખંડેરાવ રતનાગર રેહો
મહાપદે બેઠા રણ શૂરવીરા, ધૈર્ય વિદ્યાના સાગર રેહો—રાજા—૨

મરેઠા તુજ આપ કુટંબમાં, જેજે થયા રાય જગમાં રેહો,
તેતે મહા બળવાન હતા જગ(માં), આવ્યાન કોઇના હાથમાં
રેહો—રાજા—૩

કારણ જેકાંઇ તે આચરતા, ઊંડો રચી પાય નાંખતા રેહો,
સાંએ વિચારે ધર્મ વિરૂદ્ધ નહિ, રૈયત જન શું ભાખતા રેહો—રાજા—૪

ખંડેરાવ જે તેહનો બંધુ, તેને સંભારે સૌજન રેહો,
તેણે કર્યો ઇન્દ્ર લોકમાં વાસો, જેની સુમતિ અહિં શું કહું
રેહો—રાજા—૫

* દિવસ. * પદાર્થ

સૌ જનમાં એક ખામી રહેછે, બસ ભુંડથી આપ બેહદ રેહો.
સાંભળીને મન મારૂં રહે નહિ, કેને હશે ઘ એથમ? રેહો—રાજા—૬
ખરૂં ખોટું જગ રાય જુવેછે, ને વળી પૃથ્વી પતિ પ્રભુ રેહો,
દુનિઆંદો રંગની કંઇ કહીએ, નષ્ટ કતપર હજી છેડાપૂ રેહો—રાજા ૭
હિંદુસ્થાનમાં જયારથી રાજા, છે અંગ્રેજ માનસાગ્ર રેહો,
નજરે ન દીઠું એડયું કમિશન, એડયું તુજ ગુણ ક્હાડી રેહો—રાજા—૮
લખવાને દલગીરછું ભારી, પણ મુજ મન નવ રેહતું રેહો.
નોયરે નોય એ નહિ નાનીસૂંની, કર્મતણી ગતિ શું કહું રેહો—રાજા ૯
અદલ ન્યાય પ્રભુનોછે જેવો, તેવોછે અંગ્રેજનો રેહો.
પણ તે નરભેરામ મનુષ્ય, છેવટ કર્તા ધણી એકજ રેહો—રાજા—૧૦

## કાલીંગડો દાદરાની રાહે

રાહ—મેરે બંગાલીલાલ તમે બંગાલે ચલો (દયાની)

રંક હું રણછોડ દુઃખ મારૂં છોડરે
હુંછું તારો દાસ મારો પૂર કોડરે રંક—ટેક
ફંદામાંરે હું પડયો કંઇ મુર્ખછું પાજી
નર્ક કીડો હું પોતાની જાત લાજરે. રંક—૧
નવ જાણ્યું નાનપણ વિષે, શું સગતો કાજે?
મૂઢ મતિથી રે ભમાગ્યો, માર ખાઉંરે—રંક—૨
નાના પ્રભુ મોટા કહેવાઓ, છો મોટા ગંભીર,
હુંછું રંક દાસ તારો, બહાર કાડરે—રંક—૩

## ખમાચી

રાહ—મનડાના માન્યા મોહન મારે મોલે આવો
મારે મ્હોલે આવો શાના શીદને તરસાવો, ગન—(દયાની)
"જગ દિશ કૌરપા, કરીને બહાર કાડો,
નહિ ચાલું વાંકોકે આડો—જગ—ટેક
હું દરદીછું દાસ તમારો જેથી ધાન્ય ધરૂંછું.
ઘણા દિવસનો પાપી કીડો, વાગે શૂળ મરૂંછું—જગ—૧

---

* કર્મ ચિતાર ચોપડી લેખ.

મુદત મારી ક્યાં લગીછે, તે નમન કરીને કહું છું,
દુઃખ નહિ કોઇ વેળા વેઠયું, હાય કરી રહું છું—જગ—૨
કોટીવાર કહ્યું તો એપર નારી નેણ(હું) હણું છું,
આ અવસાર મેં એળે ખોયો, જનુંની પાહાણ ધરૂં છું—જગ ૩
માતા પીંડ હું પાપી પડી*યો. હે હરી? દાસ બણું છું,
નરભેરામના પ્રભુની મૂરત, ટાણે આ લહું છું—જગ—૪

## જોબન વિષે

### પદ—ખમાચી

રાહા—જોબન ધન પામના દિન ચાર,
જેણે ગર્વ કિધા સો ગુમારા, જો—(કબીરાની)
જોબન તન જાતાં ન વાર લગારે
બળી ખાખ થશે તન જ્યારે—જોબન—ટેક
ખાધું પીધું મોજો માણી, રોજ કમાણી ભારે
તે સઘળું નહિ સાથે આવે, કહેનાં પુન્ય હજારે—જોબન—૧
છેક ઝકેલ હશે દુનિઆ કોઇ, જગત કર્તા ન સંભારે
પ્રધ થએ(તે) અંગો અંગ રહેશે, સંભારે કશત્યારે, જોબન—૨
નાકાં ડાચાં બેસી જાશે, ગાત્રગળે તેવારે,
પ્રભુ નામતો નહિ જપાયું, વહાણ ડુબ્યું આરે—જોબન—૩
દાસ નરભેરામ ભલાજન? ભજને જમ નહિ મારે
તો સંસાર જીત્યો દુનિઆ ઇશ, ઉત*રીયો ભવ પારે—જોબન ૪

## જનો પદેશ હિત શિક્ષા

### વૈરાગ્ય—પદ

ચાલ—ગુરૂ ગ્યાનિ દાતા તેરી નગરી મેં બોલતા હૈકોન (કબીરની)
"ગુરૂ બીન ગ્યાન ન મિલે ભાઇ, મેરી આતમે સુન તાહે જન ? ટેક
બનવર હે કિતાર બડે યુગ, ખપસે પડે હજારા,
નજરાં નહેરાં કરતે રહેતે, મૂરખ મન બિચારા—ગુરૂ બીન—૧

* પડ્યો. * ઉતર્યો.

તીરથ મીરત કરતે યોગી, તુંબા કર જળ આગ,
કપટ હોવેજો ચુંકે દિલમે, તિનકે બને ફટારા—ગુરૂ બીન—૨
છોડ દીએ સંસાર ધીરે શિર, જંગલ માંહિ ઉધારા,
જતી, સન્યાશી, નાનક સાધુ, હો ગએ દુનિઆં ન્યારા—ગુરૂ બીન—૩
નિર્ભય નિર્ભય એેહી જનને, સબહી કહે ભીખારા,
કોદિન ભીખ મિલે નાહિ ઉનકું, ઓ દિન પેટ ઉંજારા—ગુરૂ—બીન—૪

### ભા૦ ૨

સાધુ બૈઠના યાં ઠોર, ઘર ઘર માગી ક્યું ફિરના?—ટેક
ભીખ બડી ખોટી હેં ભાઇ, છોડી ઉદ્યમ કરના,
જગમાં કામ બડાં હેં ભાઇ, તેહિમે તું મન ધરના—સાધુ—૧
ભીખારી સબહી જન કહેવે, આગણ લેસેં મરના,
ઘેર લગે ખાએગે ટુકરા બોલ, બોલન ઝોલી ભરના—સાધુ—૨
મધ્ય હેં વેપાર ઉત્તમ, ખેતી કરે ઘરઘરના,
નરસી ભીખ અરે દુનિઆમાં, તેઇસેં તું રહે ડરના—સાધુ—૩
નિર્ભય નિર્ભય સાધુ પ્રાણી, મુનખા દેહ ઉતરના ?
સુનીતિ સાકર જીભપે ચડાડી, ઉત્તમ મધ્યમ ચરના—સાધુ—૪

# વોધવા વિલાપ

## મહિના.

રાહ—વારૂં છું સજણા રહેજો શામળા.

પ્રથમ કારતક કઠણ હવે કંથ આવી[૨]યો
સુના સેજ અને મંદિર કંઇ માળારે
માસુખજ મુજને મેલી કયાં ગયો,
આડોશી પાડોશી કોઇ કંઇ કહેછેરે
આશાનો દહાડોરે મન(થી) અળગો થયો—૧

[૧] અપવાસ, મુખ્ય રહેવું. [૨] આવ્યો.

## મા૦ ૨

માગશર મહિને મન મળવા અકળાયછે
જોબન જાતાં વારન લાગે પ્યારારે
કદળી વૃક્ષ (જેમ) પાણી વિના સૂકાયછે
તેમ સૂકાઇ જશે તમારી પ્યારીરે
નેત્ર ગાત્ર વીન અંગતણાં કરમાયછે—૨

## મા૦ ૩

પોસે પાલવ આંસું લેતી નવ રહી,
જોગ સાધના કરં હું દૈવ બતાવો રે
કંથ માહરો કયાંછે ત્યાં જાઉં સહી
વેળા ગઇ તે કરોડ ઉપાએ ન આવેરે
ખુશી ખુશાલીનો કાગળ આવ્યો નહિ—૩

## મા૦ ૪

મ્હા મહિને મહા ૠતુ આવી વળી
કઠણ કાળજાનો નર આ મહિનામાં રે
જયાં હોએ ત્યાં તે રહ્યો વિંહ બળી
વસંત રમતાં આવો ઠંડક થાશેરે
અંતરનો ઘા ઘાયલ થઇ પીસે કળી—૪

## માસ ૫

ફાગુણે ફાગ ગવાએ હોરી તણા
વાગે ચંગ મ્રદંગ અને તંબુરારે
જાંઝર ડફ વિણ સારંગીમાં મણા ?
ઉડશે અબિલ ગુલાલ કેસરી વાગેરે
મન માન્યું રંગમાં ભંગ મારે થયું ફણા—૫

## માસ ૬

ચઇતર માસે ચિંત્તા મુજને ઘણી થઇ
રક્ષ પાળ નહિ અંગતણો મુજ સાથેરે
વિધાતાએ લેખ લખ્યા કર્મે જઇ
અંન ઉદક નિદ્રા સૌ થઇછે અળગીરે
ભરજોબન ભરથાર સુનો સેજે કંઇ—૬

---

*પથારી. (બિછાનું)

### મા૦ ૭

વૈશાખે વાવલિઆ વાએ કંથજી
પ્રેમભરી મુખે ચુંબન મુજ(ને) લેતારે
તે સઘળું કરી દૂર આ માંડયો ઢંગજી?
વાવલિઆ વિના પીઉજી નહિ આવ્યારે
અરે તમારી માત પિતાને રંગજી?—૧

### મા૦ ૮

જેઠે પીઉજી મન મારૂં અકળાયછે
આંબા આમલી ખીલ્યાં પાસ ચોપાસેરે
આંમ્ર ફળરસ આ વેળા ઘોળાયછે
નવ તેમાંથી મારે ચટણી કરવારે
લખુ પત્ર પીઉ તુજ નારી મુઝાયછે—૮

### મા૦ ૯

અશાડો ઘન ઘોર ગગન ભરી ગાજીયો
રામ સરીખા રાજા વનમાં ગએલારે
સંગાથે સીતા લક્ષ્મણ બેઉ સાથીઓ
સાથ અમારો મૂકી સ્વર્ગે ચાલ્યારે
વિંહ ફેણ માંડે અં*ગ ઝાઝી બિ[1]જીયો

### મા૦ ૧૦

શ્રાવણ સરવડીયો વરસે વાએ ઘણો
રત્ન માળ મુજ તૂટી કંઠની આજેરે
પરોવવા કારણ પીઉજી દોરોવણો
ધાન્ય વિના ધરતી શું ફણગો ફૂટેરે?
રસાળ ધરતીના નાકા સાથે ચણો

### મા૦ ૧૧

ભાદરવે ભરપૂર થયું આદે હને
ભર જોબન પૂરમાં કંથજી હું આવીરે
જોબન દુઃખ વીતે તે આ કહું કેહને
કામતણા ચિતમાં કંપારા થાએરે
સહેવાએ તનભારન થાએ જેહને?

---

*ગાજ્યો. *અંગે. [1]વિજળીદો.

**સા૦ ૧૨**

આસો એ આશા મૂકી મેં આજથી
સદ અવસર ટાણે આણે સાસરીએરે
મૂખ બતાવું નહિ લોકોને લાજથી
ફૂલી ફયા, કરમાઇ જાશે પીઉજી રે
નિર્ભાગી, દુખી (છે) નારી તમારી હાથથી—૧૨

---

# ઈશ્વર સ્તુતિ

## રાગ—ગોડી

રાહા—નેન તિહારે, મોહન પ્યારે, (પ્રગ્નાનંદ) ની

પ્રિય સ્નેહી ઘનશામ અમારા, પ્રભુ દરસન મુજ, આપો,
કષ્ટ હરણ કરો, દિ*નપર ન્યારા, પ્રભુ[1] પદ મુજને, થાપો,
પ્રિય—૧—ટેક.

તિલક કપોલ, બિરાજે રૂપાળા, તરેહ તરેહ કી, છાપો—પ્રિય—૨
ચક ચકીત ચકોરછો પ્યારા, દિપત અંગ મહિં, આપો—પ્રિય—૩
મંડપ માંહિ, ઉડત ફુવારા, ઝુલત હિંડોલમાં, બાપો—પ્રિય—૪
ચંગ મ્રદંગ, બજત, સતારા, પ્રભુ નરના દુઃખ, કાપો—પ્રિય—૫

## ત્રીતાળી ઠુમરી

ચાલ—મેં તીરે યુમનાકે જાઉં,
જાકર મોરલી બજાઉંરે—મેં—ટેક—(૩)
નાદબ્રહ્મની થેઇ તાન, ગતસેં ભજાઉં,
ધનનન ઘુઘરૂ બજાઉંરે—મેં—એજીમેં—૧
કપટ હોવે જીકું ઝપટ તજાઉં,
છનનન છનૈયાં છજાઉંરે—મેં—એજીમેં—૨
સતસંગકો મેં મારગ બુજાઉં
કુસંગ સબહી બુઝાઉંરે—મેં—એજીમેં—૩
પ્રેમ ભયે યાંમેં મોરલી બજાઉં
પ્રભુ નરનાકે રૂઝાઉંરે—મેં—એજીમેં—૪

---

*હર્ણ. [1] ગતિ.

# યસોદાનંદન(કૃષ્ણ) ગોપીચરિત્ર

## ઠુમરી.

ચાલ—હરલીયો મહારાજ મેરો મન હરલીયો રે—ટેક—(૩)

જૂઠજૂઠમુખસેં કયુંતું ઉચ*રતે
જાએ જાએ કુલકી લાજ—મેરા—૧
નંદાજીનંદન બડોહિધુતારો
દરસનકરનેકાજ— મેરા—૨
ચંપાચંબેલી અખિલઅરગજા
બોલત કોકીલ બાજ— મેરા—૩
પ્રભુનરનાકી મહાધુરી મૂરત
ઢળકે શીરપેં તાજ— મેરા—૪

## ૫૬ છંદ (કટાવ)

ચાલ—પ્રભુ રાખો મેરી લાજ, અનઘટ દિન પર હોન્યારા,
સુદામાજીતણુલાલા— પ્ર૦—સુ૦—
"બોલ રૂપાલા,કોકીલ ન્યારા,ભ્રમર ફુલસેં,કર્તગુંજારા,સબસેં પ્યારા"
ઢળકે શીરપેં તાજ સુંવારા, કાજલઆંજી બેલતબાજી, આમ તેમસેં
નજરાંદાલે વક્રનેનસેં ગોપીકાનહિં દેખીસુદામા પોકમૂખસેં
કહાં કૃષ્ણજી પુત્ર હમારા, જીવસેં પ્યારા ખબરનહિંહિં કીધરગયેહે
દુખી ભયાહેં જીવહમારા બતલાદેઓ, ગોપી,બાપરા છોડકૃષ્ણજી
તનાસુદામા માંટમાંટલી કોડતભારી દહીહાથપેં ધરીમૂખસેં
હોટપીતવે ઓહિકૃષ્ણકાસાજ—પ્રભુ રાખો—સુદામાજી—૧

૨

ગોપી બોપ—રે સોચ કરો નાહિ જરા, હેઇધર કૃષ્ણજીખડા.
દેખોસુદામા ઓસબારામા બેલતબાજી કહાનકૃષ્ણકી ટોલીમલીહિં
બેલી ચલીહેં મેરૂંભઇને, ખુશ હોઇને, રમે સોગટે, નજરકરોમા
યાંહે કૃષ્ણજી? નાહિ છુપાયા, રહેએસીકે ટેવબડીહે બહેતુરતથાં,

---

* ઓચરવું તેના.

હું મેં ખડામા કાંઇસુદામા પુત્ર તુમારા પ્રાણપ્યારડો કેસીખાવરી
ભઇગાભરી

કહાંસીઆઇતું કહાંગઇતી ઇતનીબેરમે પૈ મૂખસેં માતસુદામા
પ્રાણપ્યારડા કંઠહારડા પુત્ર મેરા ? પાસ બેઠીહેં બડી ગોપીયો
બાત ઠગારી દેખેનંદજી પિતા તુમારા ઐસેંકહુંમે, ચલો જાનમેરા,
રેસોચ કરોનહિજરા, હેઇધર ક્રશ્નજીખડા— ૨

૩

ક્રશ્નજી—

બેરનહિ મેરે સુદામા બેરનહિ મેરે
ખરેજા જલદી આતા ઘેરે—સુદા—ટેક

ખચન સુદામા સુની ક્રશ્નજી(કું) માતસુદામા યાંછોડરામા ચલેમારગે
નંદનંદસે પેડે મૂખસેં ગોપી ગોવારા કુબજારામા આમેક્રશ્નજી
રમે સોગડે મેરૂ મેરૂ ભઇ એક એકસે દાવલેઇલેઇ ધૂમ મચી રહી
ખડાલીનહોઇ મનતનુંસબ ભાનખોઇખોઇ ખબરનાહિહેં
કીધર આઇહેં
માતમેરી અરેસુદામા? ઢુંઢીઢુંઢીમેં, દેખીટોલીટોલી નજરકીકરી
ખૂબ સૂરતપેં રહીમૂરતહે દેખ્યાક્રશ્નજી ઇતનીબેરમે એકએકકી
આંખઆંખકી કીકિમલીરહી પેડેક્રશ્નજી માતસુદામા આતાઘેરસેં
કહે ક્રશ્ન, નર, કહાન ઐસીપેરે બેરનાહિમેરે સુદામા, બેખરેજા
આતા ઘેરતેરે.

૪

(ક્રશ્નજી ગોપીને)

તુમનાંત્રઠપરજાઇએ, ભઇકાનગોપીરમીએ ટેક

ખઇ બેગાસબ ગોપગોપીયો આમેક્રશ્નજી એકએકકી, ઉંગલીપકરી
ચધરી ઝુધરી આમતેમસેં નાતાની જેસેએકપર એકહલેસે
ઘીમચમાકે પડેધર્ણીપર ભયનરાખી ગોપી ગોવારા તની ઝુંડમાં
ઘીમકહીથી પડે ક્રશ્નજી બે મૂખસે મધુરીમધુરી ખાનીબદતે
નાહિ મુજતોતે ગોપ ગોપીયો રહોછાનીયો બેરકરોનાહિ,
ખરેથામહોઇ નાહિ પહોંચાએ ત્રઠપુમનાંકી સુનીગોપીયો
અને ગોવારા શાંતી ક્રશ્નજી? હમકું પ્યારા રહોંકયું ન્યારા? એકએકકી

---

૧ શ્રી.

પહેલપકરી વધરીઝુધરી વાધિક્રશ્નજી સબકું લેઇ ભાજગ નાહિ
ગોપતનાકો રએમનમે તેમગોપીયો ખીલીખલી ઓમેબડીછે
એકરસીલી બદીમૂખસેં અહોક્રશ્નજી! ઓહીદેખાએ વ્રઠ્ઠુમનાંકી
ખરેમનોરંજકકરનેકી ધનારમણિઅય પશુ પંખીયો મેરી નજરે
ઓહી દેખાએ મોરબપૈયા સામી ઝુંડમાં ન્રતકરતહેં દેખક્રશ્નજી
ચલો ચલોમેં દુસરા દેખા? નવીન તરોહકા જાથુ ટોળાં સારસદાદુર
મોરબપૈયા નીચું નિહાલે લાંબીડોકસેં કામનું રંગે તરેહતરેહકા
સરસરાગસેં કોયલબદતે મનખુશહોવે ગોપગોપીયો દુસરાપક્ષી
તરેહતરેહકા ચાતકબાજ અનેકોઇસારસ નરમાદા એકએકકીસંગે
આમતેમ દેખ નીચું નિહાલે શામવરણાં તિક્ષણઆંખસેં સરસ
દેખાએ

પ્રેમ પમાડે મનઉભરાએ ઐસેટાણે તથાસુગંધી પુષ્પતનેકી
લવીંગલતાઓ ઝૂકી રહીહેં ગનનનનભ્રમર ગુંજાર કરતહે
કેતકીજુઇ ગુલબાસગુલાલા ચંપા ચંબેલી અનેહજારા
મોગરેકોઇ ગુલબાસખ્યારડા ઓહીબસ્તીમેં પશુ પંખીયો
કીલોલકરતહેં ઓહેપેલા આધનું શાકારે હેપચરંગે કાલાનીલા
શ્વેતશામલા લાલરંગકો મચ્છ દેખાએ તથાકંઇ ધડધડાટથાએ
ઝલલલલબિજલી એકાએકછેએક ઘુમીરહીહેં જાનેબરસત
કનકમણિધર પીછેધરાસેં વાયું નીકલી સરરરરર જાએ
એસબપેખી ગોપગોપીયો ભયેવીસરજન પનરહેહેં ગોપીક્રશ્નજી
કનગોપીકો વેષભજીકર, અંખીકસુખસેં એકએકસેં પંજોમેલવી
કુદડીરમતે ઠેકીચાલતે, સોઆથડતે ,ભર્યાવેષમે કહેનિર્ભયસોકાન
ગોપીઆ સુખ કીસસે કહીએ, ચલો વ્રઠ ધુમનાંકી જઇએ
ભઇકાન ગોપીરમીએ—

## ઠુમરી

ચાલ—ઘરકુજાનેદે છોડમુજકાના—ઘરકું—ટેક

ગોપી—અગર ડગરકા લોકવાદેખતહેં
ચરચાકરત સબ કોઇ, એજીચરચા,
જાઓજી જાઓજી મૂખસેં કહ્યું કહુંગી,
છોડ ચલો સબબાના—ઘરકું, છોડમુજ—૧

ઠેઅ—આજકી રાત તુજકુ ન જાને દઉં
સુનત ગોપી ખુશ હોઇ? એજી સુનત,
નાહિજી નાહિજી છોડદે આ કહુંગી
"નર" તું દગારઓરજાના—ઘરકુ છોડમુજ—૨

## ગરબી.

રાહા—ઓરા આવોને કહું છું રે, તુને એક વાતલડી ( એચાલે)
મોહનજીને મળવારે, કે, મન મારૂં અકળાએ
કઇ વાટેને ઘાટેરે, પ્રીતમ મને અફળાએ—મોહનજી—ટેક
રૂડો નંદાજી નંદનરે, હૈયાનો હારીડો,
ગોપ ગોપીનો માનીતોરે, જનમનોછે કાલીડો-મોહનજી ૧
મુખ ચંદ્ર સરીખું રે, અતિતેજ ભાં*નું જહિં
રૂડી ચાલ ગતિ સિંહરે, વિચિક્ષણ લોચ*ન કંઇ, મોહ-૨
વળી—ઘણી ગોપી ગોવાળારે, તેમાં હળી મળી રહીછે
વાજે મોરલી મૂખથીરે, મોહનજીની સૌ કહેછે-મોહનજી ૩
નદીઆરે સરોવરરે, તથા શેહેરી કોઇ ઘાટે,
ગોપીનું મન હરવારે, બજાવે વિણા હાથે—મોહનજી ૪
નવમાને કહ્યું કેનુંરે, પિતામાત કોઇ ગોપનું,
તેવીચાલ છચોરીરે જાણે જાૂક મૂખતોપનું—મોહનજી ૫
એવાં લક્ષણ, અસંખ્યરે, મોહનજીના મન માંહિં
જાડવાણી વદે દહાડીરે, ફરે દિન જયાં જયાંહિ—મોહન ૬
એવીચાલ નારદીઆનીરે, યસોદાનંદનની
વાટે ઘાટે ઓઆરેરે, હાંશી કરે સૌ જનની-મોહન-૫
જતી આવતી કોઇ ગોપીરે, દખી તેને નેણ મારે,
રાડ ઘાલે અતિશેરે, ગોપી(ને) ગોપ ઘેર સ્હારે-મોહન-૬
આવિનતિ બપી કહીરે, નંદાજીના છોગાની,
નવ કરવા ડરે સંગરે, કોઇ કાળા ગોરાની-મોહનજી-૭
નિર્ભય યસોદાનંદ(ન)રે, જનમનો છે લાડીલો,
ગોપગોપી ગોવાળનીરે, અતિ સ્નેહે વાલીડો-મોહનજી-૮

* સૂર્ય. *આંખો.

## ગરબી ૨ જી—શાહા ઉપરની

ઓરા આવોને નંદનારે, સાહેલીનો આ લટકો,
નાના કહે તા(હ)તા એનીનરે, મુખેન કરે હડકો—ઓરા—ટેક
ગોપી—નિત્ય જાએછે જુમનાંરે લેવા જળ કંઇ મટકો,
પ્રભુ માનો અમારૂંરે, મુખેન કરે હડકો—ઓરા—૧
લાજ મૂકી લોકોનીરે, ત્યારે આવ્યો મુજ ખટકો,
જાણ્યું? એકત્ર બોલાવીરે, દેખાવ્યો એ(નો) સૌ લટકો,
ઓરા—૨
(યસોદાનંદન)—આજ સુંદીર મનમાંરે, થયો ચેટક ખટકો.
જે જે જાએ એ કૂપેરે, તેતે દિશ જઇ હટકો,
આજ—૩
ત્યાં એ કેવીતે રીતથીરે, મુકે વ્રત કૂપ(માં) ઘટકો,
ખેંચી કાઢે ઘડુલારે, વાળી કેડનો મડકો—આજ—૪
ગોપી—કેમ જોયું પ્રભુજીરે, ફેરાફેર શું ભટકો,
કૂંણી કાયા તમારીરે, લાગે અજનો તડકો—ઓરા—૫
મેલી પાઘ પિતામ્બરરે, બાંધ્યો શિર શું પટકો?—ઓરા—૬
યસોદાનંદન—સાંભળ સુંદીર શાણીરે, જોયો સઘળો લટકો,
દુરજન નારીના થકીરે આજે તેથકી અટકો—સાંભળ—૭
રંગ જોયો ખરે જઇરે દેખ્યો મેં તે(નો) સૌ ચટકો
નર, કહાને સાહેલીનીરે (સાથે) કર્યો તહિંથી ભડકો,
સાંભળ—૮

## ગજલ—તીરાની

રાહા, મેને કયાગુના કિયા—ટેક
મેનાહિં કછુ કિયોરે, સામરાકી બલિહારી, ભલા
સામરાકી બલિહારી, બાંકે ચરમ તિહારી, મેનાહિં ભલા—ટેક
ઘરઘર ફીરકર આઇ ડગસેં, કયુ ના સોધ લેઇ હમા*રી—ભલા
મેં તો જાનતહું, આપઠગારે, જાકબાત ૮ તુમારી,
મેં—સા—મેવારી—મેં—૧
સારોદિનમેં પીછે ફરતહું, ભલાં? મહોબત બડી[1] નઠારી—ભલા

*અમારી (ગુજરાતી પણ હકાર હિંદુસ્થાનીમાં બોલાયછે માટે હમારી લખ્યુંછે) * આંધળી. [1]લગારી (લગાડી.)

ઓહીમહોબતમેં દિલગમાયા, ઉદક નિંદસેં અગનડારી,
મેં—સા—મેવારી—મેં—૨

પલક પલક મુજ બર્ષહોતહેં, તુજ બિન ભઇહું અંધા*રી ભલા
"નિર્ભય" કામહુનામહોબતકિનો, દિલસેં લગા[૧]ડી,
મે—સા—મેવારી—મેં—૩

# સ્વપ્નમાં મદન કામનાને દેખી બેભાન થએલો પુરૂષ તેના એક મિત્રને કહેછે.

## ચાલ ઈંદ્રવિજય છંદની.

આજની રાત મળી ભલી ભાત, અરે નરનાર થયાં જહિં સંગે,
કોટી વિલાસ ઘણો મનહર્ષ, કહેનર એહ રમે તહિં રંગે,
ઓ—પ્રીતમ સાર મળયોભરથાર, ધરાધરનાથ અરે ઓ ઉમંગે,
ચુંબન લેઇ સુસારધરે, મુજહાર પરોવજરે તુજકંઠે.

## લાવણી—રાહે

ચાલ—શીઆતકસી તલવાર તાકતાં તીર,
તીરવારંગે, મલકતા ઘસ્તાંવીર—(નર્મદની)

શું કહું શ્રવણકરઆજ અરેપ્રિઅ મારા
જો આવ અરે દિલદાર કામની પ્યારા—શું કહું—ટે૦

એક બની સજી સાણગાર સુંદરી આવી,
હું હતો નિં[૧]દ(માં) ભરપુર પ્રેમ રસ લાવી,
મં—ઉત્તર શિર દક્ષિણપાય કર્યા (હ)તા ત્યારે
મનમોહની દીઠી નારનિંદરાઇ જયારે,
એનાર કહુંહું શ્રેઠ અવચ્છરા દારા—જોઆવ—શું—૧

## ઝૂલા ૧

પ્રિય કહ્યું શું એનું અંગ
મુખ શોભે ગુલાબી રંગ
ગાલોપર વહેતી ગંગ
મુગધા સુણ નારી ઢંગ
કુંદનમાં જડવા નંગ
દેખી થાએ તું દંગ
કંઇ વાગે ચંગ મૃદંગ, કંઇ વાગે ચંગ મૃદંગ. જોને
તું પ્યારા —જોને,
જોઆવપરે દિલદાર કામની પ્યારા, શું —૧

## ઝૂલા ૨

નિદમાંહિં હતો ભરપૂર
મુજ દેખી થયું તે શૂર
ભંગ થઇ નિદ ચકચૂર
ઝણઝણ વાગે નેપૂર
ઓ નિદ બડી તું કૂર
તું કરે મઝા કયાં ધૂળ
તનડામાંવાગે શૂળ, તનડામાં વાગે શૂળ, સુંદરી પ્યારા,
સું, જોઆવ. શું —૨

## ઝૂલા ૩

સૈયાથી ઉઠયો (તે) વાર
સુંદરી (મારી) સામી નિર્ધાર
નહિ હોય ઇંદ્ર ઘેરનાર
મુગધા અપરમ તે પાર
શું કહું પ્યારા વિસ્તાર
છે નાર નારમાં સાર
જોબન ભરપૂર નિર્ધાર, જોબન ભરપૂર નિર્ધાર—નહિ વિકાર
કામની પ્યારા, જો આવ, શું —૩

## ઝૂલ ૪

તે(ના) થયાં નેણુ મુજ સામાં
સુંદીર અજ્ઞી શુદ્ધ રામા
કદ઼લી ખીલેલી કામા
મદભરી કામરસ દામા
મારે કહું—તુજથી થાશે સુખ શામા
લેઇ ચુંબન કરૂં વિસામા
વળી—મુજ મારે નેન આહા ભામા
લટકારો કરતી જામા, લટકારો કરતી જામા, આપો મુજ મહેમત
કોમળો પ્યારા, જો આવ, શું કહું

## ઝૂલ ૫

પ્રિઅ લાગી મને બહુ વહાલી
મીઠડા મીઠડા બોલ વાળી
રૂપવંતી કાલી કાલી
તણે—ચીર પેહેરેલું બંગાલી
અક્ષી જેની અણિઆળી
કંઇ ચાલે હંસની ન્યારી
તને—નહિ ક્ષુધા નિદ બહુ જારી
મદ માતીને રૂપાળી—મદ માતીને રૂપાળી, મુજ ન પમારે.
નેણે(થા) સમજાવે, લેઇ મુજ પડશો, ખરે આથડશો—
કેહે મુજ પ્યારા, જો, શું—પ

## ઝૂલ ૬

મુજ ગયું ખરે જોઇ ભાન
હું થઇ ગયો દીંગ જાણુ
જાણે આજે રમજાન
હું ઝાલી કરૂં ગુનતાન
મેળવી એકત્રજ તાન
નખરાં કરતી બહુ શા*ન

* શાંનમાં.

તે——કંઇ આવીક સુખની ખાણ
કેનું રહેશે અહિં માન-કેનું રહેશે અહિં માન. મદ-
ભરી આતો,
આવી નારી, કામ ચકચૂરે, નેણએઉ઼્રૂરે, કામગી પ્યારા.
જો—શું—૬

## ઝૂલા ૭

હું તેનું—મૂખ નહાળી નહાળી હું જોઉં
સુંદરી શું દુઃખછે રોઉ?
તુજ સાથે જીવ મુજ પ્રોઉ
કેમ હૈયું ભરાતી રોઉ
મારે—મુજ આવી દયા નર હોશે
ફિકર નહિ તુજને ઓઉ
તુજ જોડ પલંગે સોઉ, તુજ જોડ પલંગે સોઉ (ત્યારે)
ખુશ ઘણી,
હોએ, છાતીએ ચાંપે, કુંભમુજ અડતાં, કામથી(ન)રહેતાં
ખરે જોઇ નારી,
વહે ચખ(આંખે) ધારા—જો—શું—૭

## ઝૂલા ૮

પછી મેં—ઘણું સમજી રાખ્યું મન
ને કહ્યું—તું માગે તે દેઉ ધન
બળયું રે કામજ રૂપી રણ
અરે પ્યારી તું લે આપણ*
એક પત્ર આવશે જન(નો)
ત્યારે સોંપુ તન મન
ત્યાં સુધી નહિ મુજ ખણ
નવછોડે સુંદરી મન-નવછોડે સુંદરી મન, કછોટી ઝાલી.
ચલો કંઇ મુજને, આપોને રૂતુ, નીસારો તમને,શાસ્ત્રમાં
લખી*યું, કે નહિ લ*ખીયું, કહે મુજ પ્યારા—જો—શું—૮

---

* (વચન.) *લખ્યું. * લખ્યું.

## ઝૂલણ ૯

વળી—પ્રિય નહિ કહેવાની વાત
મુજ અબસી ઝાલે હાથ
તું મુજ પ્રાણ પ્રિયછું નાથ
નથી રહેવાતું જગના તાત
મને ઘણો થયો ઉતપાત
ગાત્ર મુજ ગળીયાં વહેતાં ધાંત
માટે—ઉઠો પ્રિય અરધી ગઇજો રાત?
બુઝે નહિ ફૂળ તમારી જાત, બુઝે નહિ ફૂળ તમારી જાત,
હવે કેમ કરવું કૂવામાં પડવું ઝેરખાઇ મરવું, કેઉગારો,
પ્રાણ પ્રિય પ્યારા-જો-શું—૯

## ઝૂલણ ૧૦

હેસ્ત્રી?—તુ રાખ ધીરજ દિલજાન
તુજ સંગે કરૂં ગુલતાન
મુજછોડ ગઇ શું શાન?
હું લખું તા*ર પ્રિય પ્રાણ
તેછે તુજથી દિલજાન-તેછે તુજથી દિલજાન-તેહ*નો પત્ર,
તારમાં અહીંઆં, આવશે જ્યારે, ત્યારે દિલ જાની.—
તુરાખધીરજ મંન માંહ્યા, છોડનાદાની,

## ઝૂલણ ૧૧

હેપ્રિય—જલદી મૂકાવો તાર,
જીવ તલપે અપરમપાર, જીપુણ્યછે ભારી, મનમાં સમજી.
લો શીખ સ્ત્રીની, રેમૂકો તાર આવાર, પુણ્યછે ભારી?

## ઝૂલણ ૧૨

(તાર મૂકાવેછે)—જો મૂકયો તાર પ્રિય (મિત્ર) જેઠ
તું મને——ઉત્તર લખજે મુજ(તારની) હેઠ,
તેઆ——એક નાર મળીછે વેઠ*—એક નાર મળીછે વેઠ,
કહેમુજ સામી, થઇ વશકા*મી, આપોને રતું, શાસ્ત્ર
માં શું છે,

---

* વીજળીથી સંદેશા લેઇ જનાર લોઢાનો તાર(યંત્ર) *રઝળતી રખડતી. *કામને *આટે.

વાંચીને લખશો, તારમાં જલદી, નહિતો જાશે,
ટેક નહિ રહેશે.
ટુંકામાં સમજી કહે નર તુજને, જેષ્ટ મિત્ર મારા
જો—શું—૧૨

### દોહરો

"ખુમારીના બાચકા, વાળી લઇએ મૂક;"
"ખાલી ઉલટું પેસશે, બકરી કાઢતાં ઊંટ."—૧
"તેવી સ્વપ્નામાં મળી, નારી તેને એક;"
" "નિર્ભય," જંપાણા(તે) જક્ષાણો, જાણો તે સ્ત્રીછેક."—૨

## બાળ વીધવા દુઃખ દર્શક

### ઠુમરી

રાહા—પ્રીતકરી કુંવરીસેં શામ હમસેંના બોલેરે, શામ,—ટેક
ચાલ—*બીત ગઇ સારીરેન, યાર મૂખસેના બોલેરે, યાર—ટેક
છોટાપન આળસમે ગમાયો, યુવા પન સબખેલ મચાયો,
વ્રધ્ધાપન ગતિ મૂઢ, યાર, મૂખ કેસેં બોલારે, યારમૂખ—બીત—૧
બાલા પનમેં મુગધા નારી, ભરજોબન પીઉસેં દુખીઆરી,
કામબાણ અંગ તીરલગત, જબ સોવત ઝોલેરે, યારમેં—બીત—૨
કેસર ઘોલ ભર્યો ઘટ માંહે, નાથ બિના સબ ઉજ્જડ જ્યાં હે
પ્રેમ પદારથ માંહિ ભમત, મન તરવર ડોલેરે યારત—બીત—૩
બાલ લગન દુરભાગ્ય દહનજન, કોટી વ્રથા ઘરમેં હોવે ધન,
બિના ગોદમે નાથ, "નિર્ભય, રંગ કેસેં રોલેરે." યારરંગ—બીત—૪

### ઠુમરી

રાહા—આજ ઝીણા ઝરમરવરસેમેહ .(નિર્ભય)

*મૂરખ જન કયું તું જલતા હે
અગમ નિગમકી નાહિં ખબરમે—મૂરખ—ટેક

ઘરબારોંકી નાહિ ખબરતુજ, બિના સતાવત કયું ખરતુંમુજ?
તેરી સકલિપર ધૂલ પરી ભૂંડ, ફોકટ ફૂલતા હેં, અરેરે, મૂ—અ—૧

---

*આબ*-ને નિશાનીની ઠુમરીની રાહા ઘણી સરસને અસર-કારકછે માટે તેવીજ ગતથી વાંચવી.

બુજકું દેખહૈં આંખ નજર કર, બીછે હમારીબાત ધરા ધર,
ગાય ગધેડી કયું એક ગણતગૂઢ,કુછ નહિ ચલતાહૈં અરરે–મુ–અ–૨
બાન[1]ચર મૂખસેં બોલ બરાબર નવકર સાચી જૂઠી સુણવાવર,
ભુલપડી જીવતરસેં તેરાપર, કયું તું ઉછલતાહૈં–અરેરે–મૂ–અ—૩
નેનુંસેં નરણે કરલેજન, નાહિંતો તું બોએગા, તન મનધન
નિર્ભે નિર્ભય રાખતેરામન, અંતર જલતાહૈ–અરેઅર–મૂ–અ—૪

# એક રાજકુંવરપર આશક થયેલી રાજપુત્રી વિષે

## હોરી દીપચંદી.

રાહ—સાવરે અજહુ નાહિ આવે—ટેક

તમેરાયછો હોંશિઆર, મારા મહાસુખ ગુલજાર—તમે—ટેક
ઘણા દિવસની આપની મૂરત, હું મોહી રહી દિલજાન
ઘરમાં ઝુરહું બહારઝૂરૂં હું, શુંકરૂં શુધ ન લગાર
છબી (તારી) દેખી થઇ હું બેજાર—તમેરાય—મારા—૧
બીજી સામીપર શું મોતજડીયાં*ક્યાં કે, ફૂલની સુગંધછે ચાર
નારી સહુ જાત એકછે ભીતર, મૂખનો શમો ન્યારન્યાર
વચન આપ શું ભૂલનાર? તમેરાય—મારા— ૨
મારી મૂરત દેખી લોક ભમતપણ, હું ન ભમત કોઇ પછાત,
બોપેલાછે (કોઇ) મારીપર રાજપુત્ર, આશક, હું ન લગાર
મારે—ધરે કર મુજ નિર[2]ધાર— તમેરાય—મારા—૩
હુ તો જાણું જગમાંછે વચન એક, થુકયું ગળ્યું નહિ થાય,
રાય તમે જાણોછો પ્રેમરંગ, કે, જૂઠીબાજી "એ" ઠગાર
કામ તુર મુજ(સાથ) પ્રેમ ધાર— તમેરાય—મારા—૪
સિકલ મૂખની નહિ દેખી મોહીએ, મોહીએ ગુણ દેખી સાર
પંથ નીચા કુળની નિર્લજનાર, અહિં તહિં જઇ સમજાવત,
પરાયારપર મૂકીઆળ— તમેરાય—મારા—૫

[1]વાનર (વાંદરો) *જડયાં. [2]નિર્ધાર.

નિર્ભય નહિ કદી સંગત કીજીએ, એવી નારીઠગ, રાય,
દર્સનીછો મુજ પ્રાણ સખા, દિલજાન કરોને કરાર,
ચુંબન કરી લ્યોવિશ્રામ, તમેરાય—મારા—૯

# ઊપલી રાજપુત્રીએ એક નીચી જાતની સ્ત્રીને કરાવેલી કેદના રુદનનો કાગળ

## રાગ—રામગ્રી

રાહા—વધદરબી વનમાં વલવલે, અંધારી રાતઃ
" અરે શોકાતૂર કેદમાં, ભલીહુંરે ગરીબ,
રાણી ન છાજતું આપને, મારી સાથે નસીબ—અરેરે—ભલી-૧
મોટા મોટા રાજ વંશીઓ, લાવે બહારથી નાર,
પરણી કરે પટરાણીતે; માંડે તેશું સંસાર—અરેરે, ભલી—૨
એવા શા ગુણ રૂપ મુજમાં, તમમાં નહિ કાંય ?
બિચારશી નીચી જાતહું, પણ મોહ્યા છેરાય—અરેરે—ભલી—૩
રાણી ? તમે રાજ પુત્રીછો, બધી વાતેરે પૂર,
રૂપ ગુણ નહિકો (તમારી)સમોવડ;હું તો ઘણી કદરૂપ—અરેરે ભલી-૪

વળી—

રાણી ? હું આપું છું ડાખલો, તમને શાની નુન્ય ?
પૃથ્વી પતિ રાજપુત્રીને, વરે શાં એવાં પુણ્ય—અરેરે—ભલી—૫
રાજાછે આશક મુજને, તમે આશક રાય;
માટે તે જગમાંહિ ઉભડું; તેથી કર કેમ સાહ્ય—અરેરે—ભલી—૬
રાણી તમે સમજુ ઘણાં; થઇ પૂછોછો વાત;
દુનિઆમાં (જેમ) ચીજ નજરે પડે,તેમ હું માત તાત—અરે—ભ—૭
મુજ માત તાતછે રાંકડા ખાએ ઘેંશ કરાળ,
સુવાને પેર નહિ ઢો*લિયો, ઓઢવા નહિ સા[૧]લ—અરેરે—ભલી—૮
એવી નારીપર રાયને, થયો આશક સાજ,

---

* પલંગ. [૧] ચાદર.

સમજ્યાં રાણી ?

મન ન દુભાવીએ નરતણું, આખર નારીને લાજ—અરેરે—ભલી—૯
વિચારશો નથી માહરો, જરા તલ ભર વાંક,
વાંક બધો મહાસુખ તણો, હું છું અબળા રાંક—અરેરે—ભલી—૧૦
ઓ પ્રભુ તું મુજ શયને, આવજે જ્યાં સ્વપ્ન,
છોડાવે, "નિર્ભય કેદથી," ભર દુઃખની મરણ—અરેરે—ભલી—૧૧

## બે વિશ્વાસુ કપટી સ્ત્રી વિષે

### દોહરા.

"રાંડ ગાંડ નહિ કોઇની, સઘળા જાણે જં*ન"
"અંતે તે અળગી રહે, પ્રાણ પતિ લેઇ ત[૧]ન" ૧

જે નરને જગમાં મળી, પૂર ધરી વિશ્વાસ;
તોપણ તેવી સ્ત્રી અને, ન કહેવી મનની વાત— ૨
પ્રિય હોય અર્ધાંગના, ન આપે પૂરૂ મંન,
હજાર વાર અમૃત સુધા, કોટી આપે ધંન—૩
સતી પતિ તે સ્ત્રી ખરી, પ્રાણ પતિ શુદ્ધ નાથ,
જનુની જેવાં અવતરી, ન ઝાલ્યો બીજો હાથ—૪
કવિરાય પિંગળ ભણી, મોટા કોઇ વિદ્વાન,
સ્ત્રી થકી તે હારી ગયા, મૂકી મનસબ શાન— ૫
કોકશાસ્ત્ર કવિ કોકજી, રચી ગયા મ્હા ગ્રંથ,
અદ્ભૂત લિલા તેહમાં, જોએ ભાગે ભ્રં[૨]ત— ૬
સમજ્યુ? નહિ તે વાંચવો? દ્વિ અર્થ લેઇ સાર,
ખાંચી કર્મે વર્તશે, તેને થાય વિકાર— ૭
સ્ત્રીને નહિ મન આપવું, પૂરી કહેવી વાત,
કહેશે તો ખાશે કહું, જોતાં મોટી લાત. ૮

વળી—

અસ્ત્રી પણ ચળકે ઘણી, કામની કહીએ તેહ,
ભર જોબન પાણી ભરી, શીર કપાવે એહ. ૯

[૨] ભક્ષ (ખાવામાં આણે.) * જન. [૧] તન. [૨] ભ્રાંત (શંકા)

માટે મીણુમાં રાખવી, જ્યાં લગી નહિ તે કામ,
ગુપ્ત અદબ રાખી ચલો, તો તો રહેશો ઠામ. ૧૦
દસ ઉત્તમ આ દોહરા, કર્યા સર્વને કામ,
વિગતે મુંબઇમાં રહી, ભાવે નરભેરામ. ૧૧

# ચાર છાકટા મૂરખ મિત્રોની ગમત

## ઠુમરી—કાફી

રાહા—બિગરી કૌન સુધારે નાથ બિના બિગરી.

* મૂરખ મિત્રો ચાર મળી દેઇ ગાળ ગમત કંઇ કરીએરે—ભલા ટેક

બુઢો—"ઓચીમા ચક*રમ નોકરભાઇ, તને વધારે શું કહીએરે,
લવલવતો તું દહાડી અમારો, અમે મૂરખથી ડરીએરે."—મૂરખ—૧

ઉત્તર—આપ મૂરખ નહિ છો દિવાના? સાથે રહી શું સુધરીએરે?
કેમ મારો મને મૂકી ધડાધડ, દુરીજનથી દૂર ખસીએરે—મૂરખ—૨

ચકરમ—લૂરચાભાઇ તમે ડાંડમાં ખપતા, સાખ તમારી ન પૂરીએરે,
મારગ જતાં સાથ તમારો, અમે જરા નહિ કરીએરે,
મૂરખ—૩

ઉત્તર—હશે તમે હું નહિ કંઇ ચકરમ, ભલી મજેથી ન મહાલીએરે,
મૂળ મિઆં(ને) મરકટ પીએ, મદિરા થકી જીવતાં મરીએરે—મૂરખ ૪

છાકટ—ખૂંધા ભાઇ તમે ખું ખૂં કરતા, છાતી તમારી તૂટી ફાટી ગઇરે,
ચાલો ત્યારે તમે ઊંહું કરતા, બોલો બુઢ્ઢાભાઇ જરીએરે,
મૂરખ—૫

---

આ વાત અંગ્રેજી પુસ્તકની એક સુંદર વારતા પરથી બનાવીછે.
*ચક્રમ (અરધો ગંડુક આફ્રમેડ)

ઉત્તર—બેજાણ બાંધી ગાંઠ મને લઇ, ચોથો રહ્યો શું ધન ભાગીરે !
તમે મૂરખઆઇ શાણો હું સમજું, શીર—તમોમાં શું ધ-
રીએ? રે—મૂરખ—૬

ખૂધો—છાકટ માકટ છેલ છબીલા, જોતારાં ચરિત્ર ઓચરીએરે
ખારૂં તીખું ગળયું હરદિનજોઇએ, તેથી પત્થર—
અવતરીએરે—મૂરખ—૭

ચારે સાથે—સૂરચા ચકુરમ, ખૂંધા બૂઠ્ઠા, ભલી ભલી બાજી આજ-
રમીએરે, પણ નરભેરામ એવા મૂરખની, સંગત—
નવ કદી કરીએરે—મૂરખ—૮

# કામસેન રસીકાખ્યાન.

## પદ રાગ જીઝોટી.

રાહા—દરદી તેરે ભરોસે મેં જોબન દેઉંગી લૂટાય, બેદરદી-ટેક

ચાલ—ભારત પ્રધાન.

રસીલી પ્યારી રસીકા તુજ મૂખ ચંદ્ર ચકોર,
શાણી,જો ઊંચ નજરે પુર્ણિમા ખીલી અંકોર—રસીલી-ટેક
મનહર મુ*ગધા પ્રેમ રસીકા, મોહની લાગો ગ્હો[1]ર-કંઇ તારી,
ઇશ્વર કૃત તુજ આગળ નીચાં, ખીલ્યો પતિ ખ† ભો[2]ર, રસીલી—૧
ના[3]જુક નિર્મળ સુંદર શામા, વક્રજરા નહિ કોર, અરેતારી,
મ:ગ[4]ળ હંસ[5]નીચાલ ચપળ[6]ભૂ, અવર નિશા[7]ચરઘો[8]ર, રસીલી ૨
કુમુદ[9]ની જેમ કિર્ણુ ચકેચ[10]ખ, તેવાં તુ(જ) અવર બેડોળ.ખરેખર,

---

કામસેન—હસ્તિના પુરનો રાજા.
રસીકા——તેની પતિ વ્રતાસ્ત્રી.
કુરક્ષેન—ચંદ્ર નગરનો રાજા (રસીકાને ઉંઘતાં હર્ણ કરી લેઇ જનાર)
ભારત—તેનો પ્રધાન.

*સોળ વરસની મદન કામના ભર જોબન સ્ત્રી. [1] વિણા. [2] સૂર્ય. †આકાશ. [3] પાતળી. [4] હાથી. [5] પક્ષી. [6] પૃથ્વી. [7] રાક્ષસ. [8] અંધારૂ (તીમર.) [9] ચાંદરણું. [10] આંખો.

દંત ભલા તુજ દાડમનાં બીજ, અવરછે વન[૧૧]ચર ન્હોર—રસીલી—૩
અ[૧૨]ધર પાકટરંગ ઘીલોડાં, કાજળ કા[૧૩]મ કઠોર, ખરેખર,
પોયણી સરખું ઓ[૧૪]દર તારૂં, લીસીતું માખણ જો[૧૫]ર—રસીલી ૪
કેડ નિતમ્બના પાતળી પ્યારી, મૂઠીમાં માએ મહોર, અ[૧૭]રકંઇ,
પ્યારી રસીકાઓ, શાણી રસીકા, નહિ કામ સેનમાં સહોર—રસીલી ૫
મણિ[૧૮]ધર સરખો કે[૧૯]શ રસીકા, ભુજંગ પાય મરોડ—ખરેખર,
સરખી સાહેલીમાં જુદી પડતું બોલોને શાણાં પનોત, રસીલી—૬
કોયલ સરખો સુસ્વરતારો, લોકીક કા[૨૦]મકઠોર—ખરેખર,
એક વચની તું મર[૨૧]ઘા નયણી, પતિ વ્રતા દેવ લોક, રસીલી—૭
નિર્ભય, નરભેરામ રસીકા, જંગલમાં કરે (દુઃખનો) સોર, ઘણોરે,
હે પ્રભુ કોઇનું જોડું ન પાડજે, વીખુટ જાલમ જોર, રસીલી—૮

## શાહા—લલીત છંદની.

કામસેન

અરર પ્યારીઓ, માતમેદની, કુદ્રકસને મને, નાંખી(દુખજાળમાં)વેદની,
કર વિચારતે, શું જ કહેજની,, અરર પ્યારીઓ, માત મેદની—૧
નથીજ માહરો વાંક લેશમાં, રસીક નારીના, ભેદ ભેદમાં,
જુલમ જીકર્યો, લાજલેશની? અરર પ્યારીઓ, માત મેદની—૨

વળી—

વિખુટ મુજથી, સ્રી થઇ ખરે, ટક્ષવળે પ્રિઆ, પ્રાણથી મરે
* નર્ચાતે મૂખમાં, રોટી, ઘેંશની, અર પ્યારીઓ, માત મેદની—૩
શરમના તને, કેમ આવતી, સહસ્ર દુઃખઆ, શું ઝુઝાવતી ?
બગીરજો પ્રભુ, દીન નારની, અરર પ્યારીઓ,—માત મેદની ૪
પતિવ્રતા પ્રિઆ, કયાં ગઇજરે, દ્રશન મુખડું, કયાં ગઇજરે,
નકીજ ફાંખીઆ, ઘાલી છેદની, અરર પ્યારીઓ,—માત મેદની—૫
વખત માહરો, અંત કાળનો, રસીક પ્યારીના, દુઃખ દાઝનો,

---

[૧૧]વાંદરાના જેવા. [૧૨]હોઠ (હોઠ.) [૧૩]કામસેન. [૧૪]ઘણું સરને. તરેહવા શોભાયમાન પેટ [૧૫]જોર (સ્રી) [૧૬]કેડની પછવાડેનો વંક. [૧૭]વાંસળી. [૧૮]સાપ. [૧૯]ચોટલો. [૨૦]કામસેનનો. [૨૧]મૃઘના જેવાં લોચન (આંખો.)

* રસીકા જરાપણ ખાતીકે પાણી સરખી પીતી નથી.

સુખથીઓ ચરે, ભંગી લોકની, અરર પ્યારીઓ,—માત મેદની—૬
જલદી કામને, ટોપી બાલીરે, ભૂમિ પડયો જતે, મારી તાળીરે,
પણજ ફાંસીના, કામને નડી, અરર પ્યારીઓ, માત મેદની—૭
ખુશી ખુશી થયા, લોક સજ્જનો, સહજવારમાં, ખુશી સજ્જનો,
નિર્ભય લાજતો, કામનીરહી, અરર પ્યારીઓ, માત મેદની—૮

## લાવણી છંદ

ગેહા—શી આ તકતકતી તસવીર તાકતાંતીર તીરવારંગે, (નર્મદની)
રસીકા—મુજકામ સેનભરથાર ભલે અહિં મળીએ—ભલે,
દિલ જાન? વિયોગની વાત આજ અહિ કરીએ-મુજ-ટેક
ક્યાં ગયા પ્રાણ ભરથાર, પ્રાણ આધાર, જીવતરશાએ,
અંગના જુકડી તુજનાર તણું કરમાએ.

### ઝૂલ ૧

"મને ઘડી પલક જુગ થાય"
આરાત દિવસ વહિ જાય,
જીવ આકુળ વ્યાકુળ થાય,
નહિ કામ બાણ સહેવાય,
મનમાં ઉભરા ઉભરાય,
મને વારે વારે શું વહાય? મનેવારે વારેશું વહાય
વચન શું જાય? માતઓ મરીએ—દિ૦—મુ૦—૧

### ઝૂલ ૨—ટૂક ૨

જો છુપ્યા રહ્યા હોઅહિં, વાડીઆમહિં, નિર્ખવા મુજને—
પતિ વ્રતા ધર્મથી "કામ" સોધ્યો મેં તુજને.
મને ઘણી વાતના કોડ,
રમવા રસીકા તુજ જોડ,
કામાગ્નિ ભરતી ઓટ?,
પ્રભુ? આ મારી શું ખોટ,
તું નજર કરી મુજ દોડ,
આ વિયોગ મારો તોડ, આ વિયોગ મારો તોડ, દુઃખથી છોડ;
નિર્ભય રંગદોળ, પતિએ કોડ(વાર) મળે સુખ જરીએ દિ૦ મુ૦ ૨

## ટૂક ૧

મુજ ખીલ્યો અંગનો બહાર જોબન ભર જાય-વિના તુજ જાએ-
નથડીનું માણુક મોલ ક*થીર થઇ જાએ,
જેને મળ્યું જોડું જગમહિં, ઓટશી રહી, પ્રેમ ભરપૂરે,
આ ખાલી પ્યાલું, તુજ વિન રસીક બહુ ઝૂરે.
જે ધાર્યો હોય તે થાય પ્રાણ ભરથાર, પાસ (તેની) બેસાએ—
રૂડી સૈયા સેજ પલંગ(માં) અંગ હું ફ્રાએ,
તુજ વિના બીજા મુજ ભ*ઇ, પિતા કહીરહી, શરમ શી રહી,
દયાજો કરી, વાડીઆ મહિં, કામ કરસાહે? નથડીનું-મુજ—૨

## ટૂક ૨

મને ભૂખ તરસ નહિ તાઢ સજુ શણગાર, નહિં કંઇ ગમતું, નહિં,
રૂડા કામ સેન ભરથાર મહિં ચિત્ત ભમતું,
આ જાય જૂઇના છોડ, દેખાએ ક્રોડ, નજર મારીએ,
તે માંહિં હશે નરનાર ધરમ ધારી રહે,
પશુ પંખી અને જળચરો મગનમાં રહે દુઃખશું સહેતાં—
જીવ થયો હવે બેહોસ મૂખથી કહેતાં,
મુજ નારતણો અવતાર નહિ ધ્રભ ાગિ કામકર સાહૂ ?
નવડરૂં જરા જગ મહિં નાથ કર સાહૂ

વળી—

જો આવ ધીરજ કંઇ ધરી દયા જો કરી નવલ રસ જાએ,
પછી—નિર્ભય પસ્તાએ, જીવ આજાએ, મિઠીકર સાહુ, કામ
કળકળતું, રૂ૦ મને

## ગીતિ છંદ

રરે નહિ કંઇ ગમતું, કં*થ વિના નવ મને ચેન પડતું,
કામાગ્નિ ક્રૂર કળતું, દયા કરી મુજ પ્રિઅ દૂખ હર તું—૧
નવ વેઠાએ મુજને, કામ તણા કંપારા કંઇ દિલમાં,
માટે છોડવ દુઃખથી, કામનાથ તું હવે કરે ઢીલમાં— ૨
આ ભરજોબન જાએ, હું મુગ્ધા નારીના અંગમદમાં

*કલઇ. *ભાઇ *કામ(ધણી)આ વિષય કોઇ બીજી ચોપડીમાં ગદ્ય રૂપેછે તેમાંથી સેહેજ પદ્યમાં સારાંશ(ચોપડીમાં) રૂપે મૂક્યુંછે.

તર્શાએ જીવ મારો, પા ઘ્યાલો તું કામ સુધા હૃદમાં—૩
વિચિત્રજ નવરંગી, જાય જાૂઇની લટેર વાડીએ,
દેખાએ(તે) મદ માતી, સુવર્ણ વેલા સુંદીર ઝાડીએ— ૪
તેમાંછે નરનારી, રહે સુસંપી કરેછ ગુંજાર,
તો શું તેથી જઇએ? મનુંઘ્યછે નિર્ભે નવ મંઝાર— ૫

**૫૬**

રાહા—ચાલ વેહેલી અલબેલી પ્યારી રાધે
તને તારો કહાન બોલાવે સમય સાધે સાધે–(ચાલે દયાની)
કુરૂક્ષેત્રને માટે તેનો પ્રધાન (ભારત)
*ચાલ ચતુરાતું કહેતો જઇએ વનમાં,
વનમાં પ્યારી વનમાં, વિર્હે લાગી આગ, તનમાં તનમાં,
ચાલ—ટેક.

"ઝટચાલ મુજ સાથે એક ક્ષણુમાં,"
રે વિચાંર, શું કરે હજાર મનમાં ?
હવે રહેવું નહિ પડવું તેહ રણુમાં,
સદા પ્યારી મુજ સાથ રહે મગનમાં,—
રૂડી જાણુ? એકલાણુ, સુખ માણુ, ગાઇ ગાન, રૂડું ધ્યાન—
ધરશાન, છુઇન્સાન, નથી મ્હાણુ, રાખમાન, મારૂમાન્ય—
દિલજાન, ચિતેઆણુ, કરદાન, ગાઞ્રુવાન, છુસુજાણુ—
નેઇમાન, ગયું ભાન, મારૂ જાણુ, તે પ્રમાણુ, રેઓકાણુ વળી જન-
માં જનમાં, ચાલ—વન—૧

વળી—
છોડતું જીકર ફિકર કરે શું ઉરમાં ?
થતી પ્રીતમાંહીં ચિત્ત હર્યું તે મૂળમાં,
તારૂ રૂપ જાણે કૂપ રત્ન નુરમાં,
એવીનાર તું વિચાર સાર ભૂલમાં,

* મુંબઇ ચરનારોડ દરિઆ કિનારે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૭૭ ના પા વાગે, ઉપરનો સઘળો વિષય મારા મિત્ર મિ૦ નાનાલાલ છબીલારામ કછ (ભૂજના) ના કહેવાથી બનાવવામાં આવ્યો હતો.

શાણી રેશ, કદી કહેશ, તુંને બેશ, હું હંમેશ, ધરવેષ—
કરખેશ, છુટાકેશ, શું નરેશ, નારવેષ? મેલટેશ—
નકંપેશ, સાથે રહેશ, છોડીદેશ,તું જંપેશ, સુખ રહેશ—
હું થીમેશ, નાવંકેશ, આલખેસ, છેપ્રદેશ, નાડરેશ,આવી પુરમાં,
પુરમાં, છોડ, યતી—૨

રસીકા—

આજ તું નફટ નકટા અભાગી કાંઇ.
પતિ વ્રતા નારી શ્રોતા હું છું(જો) જયાંઇ,
પ્રભુ આજ મારી લાજ રાખે(વારે)ધાઈ,
થયું રંગમાંહીં ભંગ મેઘ (વર્ષા) ભાઇ,
સહીલાજ, નારીઆજ, મળયો સાજ, કામરાજ,
શિરતાજ, મનેખાઝ, કામરાય, નારીકાજ કંથ આંહીંઆહીં,
આજ—પતિ—૩

## ઠુમરી

રાહ આજ ઘન ઘોર ગગન બરસેં
પીઉતો પડયો પરદેશ રંગ નહિ જામે જામનીરે, રંગ—ટેક
વાતકહું એક સુણ સખીરી, આપજાતની બીજી સહીરી,
ધૈર્ય ધરે મનમાંહ્ય, છબાલી સુંદર શામનીરે, ૭—પીઉ—૧

ઉત્તર

જો લખ્યો હોયતો લખકાગજ, પ્રીઅ પ્રીતમ તારી જોઉ રાહજ.
કામ બાણ શૂળ અંગે સહત, ઉદકઅન નિંદ્ન દામનારે—પ્રી—૨
હાહાકાર જગ બાપી રહ્યોછે, નવલનાથ પરદેશ ગયોછે,
છાનીછુપે કેમ વાત, ઢુંડી જો જંગલ કામનીરે—પ્રી—૩
નાથ વિના કંઈ નિંદ આવે, ઘડીપલક મુજમંન મુઝાવે—
તેની
સાથ મળી તુજ ભોગ, રાવત હર નિર્ભય દામનીરે—પ્રી—૪

## દોહરો

પ્રીતિ એવી જગતમાં, આશક, મ્હાશક ધાર,
કંથ વિના સ્ત્રી આંધળી, તેમજછે નરનાર—૧

# અપ*ભરંશ થએલી ગૂજરાતી ભાષા વિષે.

### ફુભાષ—ગ્રજલ તીરાની

રાહા—મેરી કયા તકસીરહેં—એજી ભલા મેરી,
ભાષા શું? ગુજરાતી બિગર ગઈ! એજી ભલા—ટેક
સંશુકાર સેશુંકાર, કચકાર ચરણી—એજીભલા,
હતકાર શરછકાર, ધરબજાર કહીં, ભાષા— ૧
કરવિચાર ગગમાર, રે સમાર ધ રહી, એજીભલા,
વિના વગર મુએ વિચાર, યાર સારભઇ—ભાષા— ૨
રજગામ વર્ણ કાર વર્ણ ભેદ નષ્ટ હ્ય, એજીભલા
એકકી અનેક જાત, ફારશી ભળી—ભાષા— ૩
ગંદ, સિંદ, કિંચિત, સહેજ આરખી, એજીભલા,
ધરતો નિર્ભય આંહીં, મુએ ઓચરી, ભાષા— ૪

# વિદ્યા વધારવા વિષે.

### પદ રાગ આશાવરી

રાહા—સસજ મમ સમજીને લાગ સુધરવા (ક૦ દ૦ ડા૦)
સુધારો સુધારીને વિદ્યા વધારો,
તમે બાળકો સ્કૂલમાં પ્રેમ ધારો—સુધારો—ટેક
"આપણો દેશ ભલો જગમાંહીં, વિદ્યા હુન્નર વાળો,
પ્રેમ પદા[1]રથ મોહીતછે જ્યાં, તેવો આ દેશ સારો,સુધા તમે ૧
બાળક સમજો સૌને ભણવું, ઉલટ આણી ઉછાલો,
સાધન સઘળાં તમને મળે પૂર, છે! નુન્ય જો તજ ભારો.
વિદ્યાશાળા સુંદીર ભણવા, ભરતર ભરવા પ્યારો,
સહેજ વખતમાં આકાશ દેખો, તો, કેમન ચિત્ત લગાડો,
સુધા—તમે—૩

---

* અપભ્રંશ. [1] પદાર્થ

પ્રાચીન કાળમાં કાબનુ રાજ્યપો. જેમાંહિ મ્હોટા કુધારો,
તે રીટી બધળું દૂર થયું હવે; ઘેરઘેર થાય સુધારો, સુ૦ ત૦ ૪
પ્રાકૃત, ઉરદુ, ફારશી, દક્ષણી, ઇંગ્લિશ કોષ જો ન્યારો,
અગણિત પુસ્તક વાંચો ભણીને, વેદાન્ત કોઇ, કુરાણો, સુ૦ ત૦ ૫
વખત આ ભણવાનો સુગમ, ઇંગ્લિશ કાયદો સારો,
રાજ નીતિ એક બ્રહ્મ બરાબર, તેવી મહારાણીજી ધારો—સુ૦ ત૦ ૬
હરકત નહિં કોઇ કોઇ પ્રકારની, સુનીતિ જીભયે ચટાડો,
સંપી સંપધારો બાળમિત્રો, યા હોમ કરીને જગાડો સુ૦ ત૦ ૭
વિદ્યા ભણવાથી જગમાં થાએ, મોટા વિદ્વાન ભારો,
જેની બુદ્ધિનો ન પારજ આવે, ચંદ્ર રવિ ગતિ આરો, સુ૦ ત૦ ૮
કેળવણી વધવાને કરે યત્ન, સુજન લેઇ ઉજારો,
તેમજ સરકાર(ને) સદગ્રહસ્થ થઇને, યત્ન કરે રાત દહાડો, સુ૦ ત૦ ૯
સુંદર સરકારથી સ્કૂલ, બાળને, ઇનામ મળે હજારો,
"નિર્ભ હુરરે કરી સૌ બોલો, નિર્મળ વાણી ઉચ્ચારો, સુ૦ ત૦ ૧૦

# ઈશ્વરની સ્તુતિ કરવા વિષે.

## પદ રાગ મંગળની રાહે.

રાહ—શીરબાજી બહીરન હરકી મોરલીયાં,
મેરા પ્રભુ ચિતજ હરલીને—શીર ટેક (એ ચાલથી)

સ્તુતિ પ્રભુની હરદિન કરશો, રે જન? નહિં તેમાં કોઇ ડરશો, સ્તુ ટેક
પૃથ્વી પાણી પર્વત ઝાડી, ડુંગર ઊંચા મન માંહીં ધરશો—સ્તુ—૧
બ્રહ્મપતિ ખમંડળ રવિ સોમ, જેની ગતિ ગણિત થકી ગણશો, સ્તુ ૨
વિચિત્ર તારા નજરે દેખાએ, દૂર હશે કેટલા? ભૂમિ ભણશો, સ્તુ ૩
સાગર મહાસાગર નદી નાળાં, તેમ બીજું અવનિ શું? વદશો, સ્તુ ૪
આકાશ પાતાળ બ્રહ્માંડ ખંડાદિક, અુસ્તર વિદ્યા નજરે વરતશો, સ્તુ ૫
ધ્રુવ મંડળ બીજા જે ગ્રહેની, સુંદર વિદ્યા શીખી †બખાવશો, સ્તુ ૬
*ખોદા પ્રભુ ગોડ અલ્લા એકજ, નામ જુદાં પ્રભુનાં કતલાવશો, સ્તુ ૭

---

†લખાવશો. *એ ચારે ઇશ્વરનાં નામ છે.

વીંગ તમે વિદ્યા વીર સ્કાલર, ભિન્ન વૃથાવાદ નહિં જગ ગણુસો, સ્તુ ૮
કાષ્ટ અને અગ્નિઅન વાયુ, તેજ અને મ[1]રતીકા લખશો, સ્તુ ૯
માતા પિતા દુહિતા અને નારી;આખર મિથ્યા પુત્ર વિનવશો, સ્તુ ૧૦
જનમી તમે જગમાં કરી સાર્થક;વિવેક સાગરમાં હળી મળશો, સ્તુ ૧૧
અંગ જ્ઞાન અને તર્ક શકિત;આપી પ્રભુએ, જન નહિ ડરશો, સ્તુ ૧૨
લોચન પાય અવયવ સુંદીર, આપ્યાં જણેજગ(માં)પા ડ[2]માન વશો.
સ્તુ—૧૩

ક્ષણ ભંગુર આદેહ ખરેછે, આખર મિથ્યાછે, સત્યલવશો, સ્તુ ૧૪
સુનીતિ સાગર ઉભયે અટાડી, ઉત્તમ કેળવણી લેઇ હર્ષો—સ્તુ ૧૫
મહાસાગર માયા મહા મ્હાત્યમ, ગોથાંખાઇ પડશો તો આથડશો
સ્તુ—૧૬

વાદવિવાદ વદોભેદ શીખી, પુરાણ કુરાણ પૂરણ કરશો—સ્તુ ૧૭
દાખી શીખ આ માનવી મ્હોટી, બીજો કીચ અં[3]ગ નાહીં લપડશો,
સ્તુ—૧૮

કહે નરભેરામ નિર્ભય મૂખથી,તમે પ્રભુ જાપ હરદિન જપશો—સ્તુ ૧૯

## પદ ૨ જું—રાહા ઉપરની.

આ રૂતુ સુંદીર વસંત આવી, પ્રભુ સ્તુતિ હરદિન ગાવી, આ.ટેક ૧
જળચર મદગળ વાદળને હય, વાહન કરી*યાં શુદ્ધ ઉપજાવી, આ ૨
પ્રેમ પ્રભુ વદ પૂરણ પામો, ખેશ વિશેષ કરો હર્ષ લાવી, આ ૩
આદી અને મધ્ય અંત નિરંજન, નીર નિરાકાર અંતરજામી, આ ૪
વેદાન્ત શીખી તમે થાઓ વિદ્વાન, પુરણ, કુરાણ હૈડેવસાવી, આ ૫
પ્રામર પ્રાણી જાણ્યું નવ પણ? મિથ્યાજનું નિ ભાર ગમાવો, આ ૬
સજ્જન સોબતસારી કરશો, દયા કરો પરજન,શીર નમાવી, આ ૭
નિર્મળ ન્યાય ભણીને શીખવશો,અન્યાય કાઢી ન્યાએ લગાડી, આ ૮
નિર્ભય મૂખથી કહે માતપિતા ની ચાકરી, કરશો ઉર†લાવી, આ ૯

## પદ રાહા ઠુમરી.

ચાલ—સજન મુજ પ્રતન સતાપોરે—ટેક
સંતો સુખ દુઃખ મનમાં નલાવે ઓ સંતો—ટેક
પ્રભુભજ તુજજન? નિશદિન ગાઇ,હરીહર રૂદીએ વસાવો, ઓસંતો ૧

---

[1] ત્તિકા (માટી.) [2] માનશો. [3] અંગે *કર્યાં. †ઉર (મનમાં.)

જગકર્ત્તા કૃત મહાગુણ ભરપૂર, ભાવે ભવ ભજી લે લ્હાવો, એસંતો—૨
જોજન ભૂપર અગણિતલીલા, સુકૃત કૃત્ય દરશા*વો—એસંતો—૩
વિચિત્ર વ્યો¹મ શોભિત ભવસાગર, સુમતિ નાવ ચલાવો—એસંતો—૪
નિર્ભે હરીગા દેહ ક્ષણભંગુર, પીલે હરીરસ કાવો—એસંતો—૫

**૫૬**

રાહા—(મિરાંની)—માનો મારા વીરારે નકર સંગ નીચ નોરેજી,
નીચ બુદ્ધિ, નિશ્ચે નરક લેઇ જાય—નિ—માનો—ટેક—(એ ચાલે)

સુણો પામર પ્રાણીરે, કે ગંદી દેહનો ગાડવોરેજી,
ભૂલ્યો ભવ ભજને શ્રી ગિરિવર રાય—ભૂ—સુણો—ભૂ—ટેક—૨
પ્રથમતો મેલું રે, કે મન પું*જો ઝાડવોરેજી,
ખરે એતો ભવ તરવાનો ઉપાય—ખરે—સુણો—ભૂ— ૧
નથી સતવાદીરે, કે ઝટ મળે લાડવોરેજી,
ભજ પ્રભુ શાને તું દિલ ચોરાય—ભજ—સુણો—ભૂ— ૨
સંપ સાચી રહેજોરે, કે સોધી સત માંડવોરેજી.
જ્યારે હૈડે, એક ચિત્ત હરી પરોવાય—જ્યારે—સુણો—ભૂ—૩.
જગતમાં જનમીરે, કે જન જીવડાર વોરેજી,
નિર્ભે ત્યારે; આભવ સિંધુ તરાય—નિર્ભે—સુણો—ભૂ—૪
એકાકિન રાખીરે, કે હરીગુણ માનવો રેજી,
શુદ્ધ મતિ દેજેતું જગપતિ રાય—શુ—સુણો—ભૂ— ૫
દુરા ચર્ણિ પ્રોઇરે, કે થતાં તેને ખાળવોરેજી,
નહિતો—અધવચ ઝોલા ખાઇને પસ્તાય—અ—સુણો—ભૂ—૬
સમજ જન કોટીરે, કે દુર ગુણ કાઢવોરેજી,
"નિરભય, આ," શીખ જોન વીસરાય?—નિ—સુ—ભૂ—૭

---

# જીવને ઉપદેશ.

## પદ—કબીરની રાહાનું.

રાહા—જાગરે જાગ મન જોગી, ધતૂરા ભાંગકે ભોગી—ટેક—(કબીરની)
ચાલ—ન્હાસરે ન્હાસ મન ભમરા, અચાનક ક્યું ગયો ગભરા—ટેક
સુરત કર, જગત, થા રોશન, ઉતર સબ ગયા તેરા હોશન—ન્હા—અ ૧.

*દર્શાવો ¹ આકાશ. *કચરો.

મદારી એબ કરત જા, ના, રહેગા તેરે હાથ પાના—ન્હા—અ—૨
જગતમે મસ્ત ભઇ ફિરતા, સાહબ સેં નાહિ કછુડરતા—ન્હા—અ—૩
અખિલ બ્રહ્માંડ મહિં નજરૈં, તપાસી ચાલ હાલ કદરૈ—ન્હા—અ—૪
ભૂઝેગા પાપ તુજ તનકા, અકર્મિ કરને સફળ મનખા—ન્હા—અ—૫
નહિ મનુષા દેહ મિલનેકી, આખર મટી મહિં મિલનેકી—ન્હા—અ—૬
નિર્ભે પરીબ્રહ્મ જાપ.જપને, છોડદૈ જૂઠ સાધ ગપને?—ન્હા—અ—૭

### પદ ૨ જુ—રાહા ઉપરની.

ભૂપર ભૂધર એક ધર્ણિધર, નજર કર હોયેગા ગિરિવરધર—ટેક
કદર, ખર ના જાને અંતર, સદર હરકોન પ્રભુ મંતર—ભૂ—ન—૧
*ભદર જર નહિ હોના કછુડર, ગટર મળ મૂતકા ભર્યા ઓદર—ભૂ—ન—૨
છદર પડગયા અકલ મનપર, મરછર તુજ શિરસેં ફીરે ખબર, ભૂ—ન—૩
સફરકર ભજ હરદમ દિનકર, અધરસેં સાહબ નામ પકર—ભૂ—ન—૪
ખબર તુજ ક્યા હોયગી આખર, મગર ફોકટ ખાએગે ભાખર—
ભૂ—ન—૫
જબરથા કરબંદગી નરહર, અગર સબજૂઠ જાસ પર હર—ભૂ—ન—૬
નગરસેં રહેકર ઇશચિત્ત ધર, પકર ખંજર નિર્ભે નિરભય—ભૂ—ન—૭

## જગતકર્તા સાહબેની બંદગી કરવા વિષે.

### પદ રાહા ઠુમરી.

ચાલ—બંદગી કરલે સાહિબકી, ઓર બંદગી કરલે સાહેબકી—
સાહિબકી ઓર ખુદરતકી; ભલા; બંદ— ટેક
બડા ખજાના ધરસેં અપના, નહિ ખપના અપના ભવકી—બંદગી
સાહેબકી ખુદરત હેં ન્યારી, પર્વત જહિં ખાડી કીચકી—બંદગી
જાન માલ સંસારકુ છોડના, આખર બૂટી જંગલકી—બંદગી

*કલ્યાણ.

માત પિતા દુહિતા અપની નાહિ, જે સી મુખડા દરપનકી—બંદગી ૪
અપની તે અપની નાહિ ભૈયા, માતપિતા દેખ સરવનકી?—બંદગી ૫
ખાતર તુજ જન કોઇ મરે નાહિ, મૂઢ મતિ ભજ તસ્બી*ન ઇશકી,
બંદગી—૬
નિર્ભય નિર્ભય જન્મી મરણ ભમ્એ, મિશ્રિત મહી આપનકી—બંદગી ૭

## ઉપગીતિ.

"હરીહે ? હરીદેવા, જગ દેવા દીન પાળક પરમેશ;"
"ભૂતળ દળ વાદળમા તુંછે સઘળે વ્યાપક ધરમેશ." ૧
"તુંછે કરૂણા નિધાન, જાન લાણુ જનનેછે ભરપૂર;"
"ભૂલે પાપી પ્રાણીઆ, એ ઉપકારજ કદી કોઇ કૂર."

---

*માળા.

સમાપ્ત.

# શુદ્ધિ પત્ર.

## પ્રુફ તપાસતી વખતે નજર ચૂકથી સુધારવામાં રહીગએલા શબ્દ.

| અશુદ્ધ. | પૃષ્ટ. | ઓળ | શુદ્ધ. |
|---|---|---|---|
| દિલદાર | ૧૧ | ૧૮ | દિલદારી. |
| રાખો એકબારી | ૧૨ | ૨૪ | રાખીહોતબારી. |
| મલતેરે | ૨૫ | ૯ | મલકે રે. |
| પરદેશી | ૨૯ | ૨૮ | પરદેશ. |
| કિલ્લે | ૩૦ | ૩૧ | કિલ્લો. |
| એકલા | ૩૪ | ૩ | એકલડા. |
| નાથવી | ૩૫ | ૨૦ | નાથજી. |
| બપઆ | ૩૬ | ૪ | બપૈયા. |
| સબ | ૩૬ | ૮ | સો. |
| વિરહે | ૧૨ | ૨૬ | વિર્હે. |
| મતોં | ૩૫ | ૧૫ | હું તો. |
| જીવણા | ૨૫ | ૧૪ | જીવણ. |
| મુખથી | ૧૪ | ૨૩ | મૂખથી. |
| મુઝાઇ | ૧૭ | ૫ | મુઝાઇજ. |
| ચિંત્યા | ૧૭ | ૨૧ | ચિંતા. |
| આશ્રમ | ૧૮ | ૧૧ | આશ્રમ. |
| હમારા | ૧૯ | ૨ | અમારા. |
| જજ્યા | ૨૦ | ૬ | ભજ્યા. |
| અહે | ૨૧ | ૯ | અહો. |
| એક | ૨૦ | ૨૫ | આંક. |

| | | | |
|---|---|---|---|
| નાહિ | ૩૦ | ૧૮ | નહિ. |
| દાખ | ૩૨ | ૨૬ | દ્રાખ(ક્ષ) |
| હે | ૩૬ | ૧૬ | છે. |
| દુનિઆનું | ૨૭ | ૪ | દુનિઆમાં(તાર.) |
| અવસાર | ૪૪ | ૪ | અવસર. |
| ઠોર | ૪૫ | ૭ | ઠેર. |
| મહિ | ૪૧ | ૬ | નહિ.[ણુંન તેમાં.) |
| નારીને | ૩૮ | ૧૦ | નારીઈ(ડંકોરનુવ- |
| રહીછું | ૩૭ | ૧૨ | રહીહે |
| મોહન શું | ૩૭ | ૧૦ | મોહન સે. |
| ચિન્તા | ૪૨ | ૪ | ચિન્તા. |
| ।ય | ૪૩ | ૨ | રાય. |
| માતીજી | ૨૮ | ૫ | માતાજી. |
| કન | ૫૧ | ૨૧ | કાન. |
| અજનો | ૫૩ | ૧૬ | આજનો. |
| દિલસેં | ૫૪ | ૪ | દિલસેં દિલ. |
| ધાંત | ૫૮ | ૬ | ધાત. |
| રહીછે | ૫૨ | ૧૩ | રહેછે. |
| ધુલ | ૬૦ | ૪ | ધૂલ. |
| નણે | ૬૦ | ૫ | નણું. |
| દિવસની | ૬૦ | ૧૩ | દિવસથી. |
| નિચ | ૬૦ | ૨૬ | નીચા. |

